

ખાનબાહાદુર મનચેરજી કાવસજી મરઝબાન અને કુટુંબ

| ઈ૦ સ૦ ૧૯૧૨
| ટાઈમ્સ પ્રેસ

# ખાન બાહાદુર
# મનચેરજી કાવસજી મરઝબાન,
# સી. આઈ. ઈ.

ની

## જીન્દગીનો ટુંક એહવાલ.

( ચિત્રો સાથે )


લખનાર

**મરઝબાન મનચેરજી મરઝબાન,**

બૅરિસ્તર-ઍટ-લૉ, અને મુબાઇની હાઇ કૉર્ટના ઍડવોકેટ મિસ ડૅલફિન
મેનાએ પારસીઓને લગતી ફ્રેન્ચ ભાષામા લખેલી તવારીખની
ઇંગ્રેજી આવૃતીના કર્તા ફ્રાન્સની ઍકેડમીના એક ઑફિસર
હિન્દની સરકારી રેલ્વેઓના માજી ઍસિસટન્ટ ત્રાફિક-
સ્પ્રિનટેનડટ અને "બેહેકેલુ વાજુ" તથા
"બડમૂછો ઇંગ્રેજી બ્રામ્હણ" નામની
વાર્તાઓના કર્તા



**ફરદુનજી બેહેરામજી મરઝબાને,**
ફ. બે મરઝબાનની કું૦ ના છાપાખાનામા
મિલિટરી સ્કુવેર લેન, કોટ, મુબઇ,
લખનારને માટે છાપ્યુ છે

૧૯૧૫

# દિબાચો.

---

મે ઇંગ્રેજીમા જે એહવાલ બાહેર પાડયો છે તેની આ ગુજરાતી આવૃતી છે ઇંગ્રેજી લખાણમા હમાગ વડીલ ફરદુનજી મરઝબાનજીની જીન્દગીનો એક મુખ્તેસર એહવાલ મે દિબાચારૂપે આપ્યો છે પણ એઓની જીન્દગીના એ વૃતાંત અત્યાગ અગાઉ ગુજરાતીમા છપાઇ બાહેર પડેલા હોવાથી, ઇંગ્રેજીમા લખેલી એઓની જીન્દગાનો એહવાલ અત્રે ગુજરાતીમા છાપવાની જરૂર રહિ નથી ખાન બાહાદુર મનચેરજીની જીન્દગીને લગતા એહવાલની વિગતો અનેક રીતે એકઠી કરવામા આવીછે, જેવી કે મ્હાવારી ચોપાન્યાઓમાથી, ન્યૂસ પેપરોમાથી, સરકારી અને બિનસરકારી કાગળો અને દસ્તાવેજોમાથી, મોઢેથી સાંભળેળી ભરૂસેદાર વિગતોમાથી, અને ખાન બાહાદુર બમનજી બેહેરામજી પટેલના, વિખ્યાતી પામેલા, "પારસી પ્રકાશ" ના બે વૉલ્યુમોમાથી, અને તેજ પુષ્ટકના ત્રીજા વૉલ્યૂમના જે પાચ ભાગો હાઇકૉર્ટના વકીલ મી રૂસ્તમ બરજોરજી પેમાસ્તરે બાહેર પાડ્યા છે તેમાથી, અને મી મનચેરજી હોરમસજી જાગોશના "ઝોરોઆસ્ત્રિઅન કૅલેનડરો" માથી

આ પુષ્ટકસાથ જે વશાવળી મે બાહેર પાડી છે તેનો પાછળો ભાગ કલીકટવાલા સેઠ ધનજીભાઇ માણેકજી મૂગાસેઠે છપાવેલી વશાવળી ઉપરથી મે તૈયાર કરી છે, અને બાકીનો આગળો ભાગ મુબાઇના બે જાણીતા કુટૂંબોની વશાવળીઓ ઉપરથી મે તૈયાર કર્યો છે.

આ ચોપડીની ઇંગ્રેજી આવૃતીની એક નકલ મે મુબાઇની સરકારના જાહેર બાધકામખાતાના સેક્રેટરીને મોકલી આપી હતી, તે બાદ જાહેર પ્રજાના વપરાસ માટે આ પુષ્ટક છાપી પ્રગટ કરવાની મહેરબાનગી ભરી પરવાનગી મ્હને મળી છે, તે અત્રે નોધી લેવાની જરૂર જોઉ છુ નો જોકે જ્યારે તે ઇંગ્રેજી આવૃતી લખાઇ ત્યારે તો તે માત્ર હમારા કુટુબીઓ અને અગત મિત્રોનાજ ઉપ્યોગ માટે મે છાપવા ધારી હતી.

"ગૂલસ્તાન"<br>
કોટ, મૈદાન,<br>
૧૨ મી જુલાઇ ૧૯૧૫

**મ. મ. મરઝબાન.**



# સાંકળિયું.





આ પુસ્તકમાં પ્રગટ કરેલાં

# ચિત્રોની વિગત.

---

પાનુ.



(પાછલ ચાલુ જુઓ)

# અનૂક્રમણિકા.



ઈ૦ સ૦ ૧૯૧૪ ] [ પાન ૧

ખાનબાહાદુર મનચેરજી કાવસજી મરઝબાન, સી આઈ ઈ

# ખાનબાહાદુર મનચેરજી કાવસજી મર્ઝબાન,
## સી. આઇ. ઇ.

---

એવણનો જન્મ, રોજ ૧૧ મો, ખોરશેદ, માહ બહમન, કદમી, યઝદેઝર્દી સને ૧૨૦૮, ઇંગ્રેજી તારીખ ૭ મી જુલાઇ, ઇ સ ૧૮૩૯ ના દિને, મુબાઇમા, એવણના મમાવાના ઘરમા થયો હતો

તે પછી એવણના માતાજી હમબાઇજી, ( તે શેઠ દોરાબજી ચાનદારૂના બેટી ( અને જાણીતા લખનાર નવરોજી દોરાબજી ચાનદારૂ, લકબે હરકારૂના બ્હેન, ) યઝદેઝર્દી સને ૧૨૧૧ ના કદમી માહ ૬ ઠ્ઠા ના ૧૭ મા રોજે મુબાઇમા હક થયા એ વખ્તે નાનકડા મનચેરજીની ઉમર સાડા ત્રણ વર્ષની હતી આ બનાવ પછી, એવણના બપાવા ફરદુનજી મર્ઝબાને, તથા બપાઇ કુવરબાઇએ, પોતાની સાથે, મનચેરજીને દમણ મધે રાખ્યા, મુરબ્બી ફરદુનજી બપાવાનો પ્યાર મનચેરજી ઉપર અતિ ઘણો હતો, અને તેવણે ઘણાજ પ્યારથી પોતાની પાસે, ભારી સભાળ સાથે રાખ્યા.

બુઝર્ગ ફરદુનજી, તા ૨૩ મી માર્ચ ૧૮૪૭ ના દિને, ગુજર પામ્યા જે વખ્તે મનચેરજી આસરે ફકત આઠ વર્ષની વયના હતા ત્યાર પછી, એવણ મુબાઇ આવી, પોતાના બાવા કાવસજી તથા સાવકા માય નવાજબાઇ ( તે શેઠ એદલજી પડાલના બેટી ) સાથે રહ્યા તે પછી, ૬ ઠ્ઠી માર્ચ ૧૮૫૩ ના દિને મનચેરજીની શેહાદી, ગુલબાઇ તે દાગજી કૈયોજી મીરઝાની દિકરી સાથે થઇ, કે જે વખ્તે મનચેરજી માત્ર ચૌદ વર્ષની વયના હતા બન્ને મામા ફુઇના હતા, કારણકે ગુલબાઇના માતાજી ( મીઠીબાઇ ) મનચેરજીના ફુઇ થતા હતા મનચેરજીથી ગુલબાઇ અઢાર માસ મોટા હતા

દમણથી મુબાઇ આવ્યા પછી, થોડો વખત સુધી, મી રૉબર્ટ્સ

નામના એક ઇંગ્રેજની ખાનગી સ્કુલમા, જવાન મનચેરજીને મુકવામા આવ્યા ત્યારપછી, એવણના ભાવાનો વિચાર એલ્ફિન્સટન ઇન્સ્ટીટયુશનમા મુકવાનો થયો, પણ ગુજરાતી બરાબર આવડયા વિગર, તથા હિસાબના જ્ઞાન વિગર, ત્યા દાખલ નહિ કરતા હોવાથી, મુરલીધર નામના એક મેહેતાજીની નિશાળમા થોડો વખ્ત મનચેરજીને મુકવામા આવ્યા એ મેહેતાજી, બીજા જ્ઞાન ઉપરાત, હાથ અને આગળાની નિશાનીઓથી વાત કરવાની વિદ્યા શીખવતા હતા રોજ સાજે, બીજાઓને આ વિદ્યાનો અભ્યાસ તેવણ શીખવતા હતા, અને જ્યારે તે શિક્ષણ અપાતુ ત્યારે લોકોના ટોળા, આ નાનકડી શાળાના શિષ્યોને જોવા મળતા થોડોક વખ્ત એ નિશાળમા અભ્યાસ કરવા પછી, એલ્ફિન્સટન ઇન્સ્ટીટયુશનમા મનચેરજીને દાખલ કરવામા આવ્યા તે વખ્તે એવણની પરિક્ષા પ્રોફેસર પૅટન નામના યુરોપીયને લીધી કેટલોક વખ્ત આ ઇન્સ્ટીટયુશનમા કાઢયા પછી, અને છેક ઉપલા વર્ગ સુધી ગયા બાદ, એવણના બાવા કાવસજીને, કુટૂંબ સહિત, પુણે જઇ રહેવાનુ થયું, તે ૧૮૫૩ યા ૧૮૫૪ મા હોવુ જોઇએ કાવસજી પુણે ગયા તે વખ્તે તો મનચેરજીને તેવણના કાકાઓ, સેઠો બેહેરામજી તથા મેહેરવાનજીને ત્યાજ રાખવામા આવ્યા હતા, પણ, થોડાક મહિના રહીને, એવણને પણ પુણે બોલાવી લેવામા આવ્યા

## પુણે ગયા પછી,

પુણા કૉલજ બ્રન્ચ સ્કુલ મધે, મનચેરજીને, ત્યાના સર્વથી ચઢતા વર્ગમા મુકવામા આવ્યા આસરે એક વર્ષ સુધી, ત્યા અભ્યાસ કર્યા પછી, 'પુણા કૉલજમા * (જેને હાલમા 'દખણ કૉલજ' કહે છે ત્યા) દાખલ થયા પુણા કૉલેજમા રૅવરન્ડ પ્રોફેસર મૅકડુગલ (કે જેવણને ડૉકટર ઑફ ડિવિનિટીની ડીગ્રી હોવાથી 'ડૉકટર' કહેતા હતા તેવણના) તથા એક બીજા પ્રોફેસર, નામે વિલ્યમ ડ્રેપર, એઓ બનેના હાથ નીચે શિક્ષણ મળ્યુ એ કૉલેજમા ત્રણ મહીના રહ્યા પછી,

## પુણા એનજીનીયરીંગ સ્કુલ મધે,

મનચેરજી જોડાયા ડૉકટર જેમ્સ મૅકડુગલ, જેવણ પુણા એનજીનીયરીંગ સ્કુ-

* જે ઘરમા આ કૉલજ આ વખતમા હતી, તે ઘર હજી પણ મોજુદ છે તે ભવાનીપેટમા ખાન બાહાદુર સરદાર પદમજી પેસ્તનજીનાં 'પદમજી [illegible]' ની બરાબર પાસે આવ્યું છે —મ મ મ







[ઈસ ૧૯૧૮]





[પાનુ ૨

બાઈ ગુલબાઈ મનચેરજી કાવસજી મરઝબાન [ટાઈમ્સ પ્રેસ

લના મેથેમેટિકસના ( ગણીતના ) પ્રોફેસર હતા તેવણના ઘણુંજ માનીતા મનચેરજી થઇ પડયા, અને આ ઉસ્તાદે એનજીનીયરીંગ વિદ્યાની તાલીમ લેવાની ભલામણ કરી, જે થકી એનજીનીયરીગ સ્કુલ, (કે જેના પ્રિન્સિપલ, જૅનરલ વૉલટર સ્કૉટ હતા ), ત્યા મનચેરજીને જવાની મજબુત ભલામણ કરી, પણ એવણના પિતા કાવસજીની મરજી, એનજીનીયરીગના ધધામા મનચેરજીને નાખવાની નહિ હોવાથી, રેવરન્ડ મૅકદુગલ પોતે કાવસજી પાસે આવ્યા, અને ઘણીએક રીતે સમજાવ્યા પછી, મનચેરજીનુ એનજીનીયરીગ સ્કુલમા જવુ થયુ ત્યા કેટલોક વખ્ત સુધી શિક્ષણ લીધા પછી, સરકારી બાધકામ ખાતામા દાખલ થવા માટે, મનચેરજીએ પરિક્ષા આપી પરિક્ષા લેવા થકી તે વખ્તની સ્ટૅન્ડિગ કમિટી, (કે જેમા ઉપર જણાવેલા પ્રોફેસર મેકદુગલ તથા કૅપટન ફિલિપ લુઇસ હાર્ટ, રૉયલ એનજીનીયર્સ પળટણવાળા ) હતા, તેઓએ તે પરિક્ષા લીધી એ પરિક્ષકોના રીપોર્ટ પ્રમાણે, તા ૧૦ મી અકટોબર ૧૮૫૬ ના દિવસે, આ પરિક્ષા મનચેરજીએ "માન સહિત" ( ' creditably" ) પસાર કરી

આ પરિક્ષા પછીથી, ચાકરી રાખવા માટે, સરકાર તરફથી હુકમ આવતા વિલબ લાગો, તેથી એવણના બાવાએ ધિરજ નહિ રાખતા, ઇ સ ૧૮૫૭ ના સાલમા, તે વેળાના બ્રિગેડ મેજરની ( પુણાની ) ઑફિસમા કામ શીખવા માટે, આસરે ૭ મહિના, મનચેરજીને મોક્લ્યા મનચેરજીની કામ કરવાની રૂઢી વિગેરેથી ખુશી થઇ, બ્રિગેડ મેજર સાહેબે

## મનચેરજીનો રૂપ્યા વીસનો પગાર

માડયો તેટલામાતો, એવણને જાહેર બાધકામ ખાતામા એક જગ્યા આપવાનો સરકારનો હુકમ આવ્યો, અને તા ૩ જી ફેબ્રુઆરી ૧૮૫૭ ના દિનથી, તે ખાતામા "પ્રોબેશનરી" ( ઉમેદવાર )

## સબ-સર્વેયર અને બિલડરની નોકરી

મનચેરજીને મળી જે દિવસે આ નોકરી મળી, તેને બીજેજ દિવસે, કેપટન ફિલિપ લુઇસ હાર્ટની (કે જેવણે ઉપર જણાવેલી પરિક્ષા લીધી હતી તેવણની ), છાવણી જે પુણાની નજદીકમા આવેલા આળે ગામમાં

હતી, ત્યા પુણાના કેનટૉનમેન્ટને પાણી પુરૂ પાડવાનાં કામ ઉપર ‘ સર્વે ’ કરવા, મનચેરજીને તે વેળાના ચીફ એનજીનીયરે નેમ્યા એ કામ ઉપર આસરે ચાર મહિના રહ્યા હતા જે દરમ્યાન એવણે ‘ કૉનતુઅર ’ તથા બીજી ‘ સર્વે ’ કીધી, અને આબે ગામથી તે પુણા સુધીની જમીનોની ‘ લિગૅનૉમૅત્રિકલ સર્વે ’ કરવાના કામમા મદદ આપી તે કામ પુરૂ થયા પછી, કેપટન હાર્ટની છાવણી ( વર્સાદને ટાકણે ) પુણામા આવી. પુણામા છાવણી આવ્યા પછી, કીધેલી ‘ સર્વે ’ ના પ્લાનો ( નક્શા ), તથા પાણીના બાધકામ માટેના ખર્ચના અડસટાનુ ( ‘ ઍસ્ટિમેટ ’ ) કરવાનુ એવણને સોપવામા આવ્યુ કૅપટન હાર્ટ, જોકે મિજાજનો ઘણોજ કડક હતો, તોએ અતિષ્ય કાબેલ હોવાથી, તથા લખાણ કરવામા પણ ઘણોજ બાહોશ હોવાથી, તેવણના હાથ નીચે રહ્યાથી, મનચેરજીને ઘણુ શીખવાનુ મળ્યુ, અને તેવણની કેળવણી જાણે તેજ વડા અમલદારના હાથ નીચે સુરૂ થઇ હોય એમ લેખી શકાય

‘ સર્વે ’ નુ કામ ખલાસ થયા પછી, કૅપટન હાર્ટ પુણા અને ખડકીના એકઝીક્યૂટિવ એનજીનીયરની, પોતાની જાથુકની જગ્યા ઉપર પાછા ગયા ત્યા મનચેરજીને પોતાની સાથે તેવણ લઇ ગયા તે વેળા, પુણા અને ખડકીની ઑફિસમા પાચ સાત નવા શીખાઉઓ હતા, તેમા એક પારસી પણ હતા ત્યા ગયા પછી, થોડે દિવસે, તે સર્વ માટે સરકારમા રીપૉર્ટ થયો કે એઓ સર્વેને બીજે ઠેકાણે મોકલી દેવા ; અને તેમ લખતા, કૅપટન હાર્ટના શબ્દો એ હતા કે

“ They have congregated in one place , they do nothing, and learn nothing ”—( યાને કે, “ એઓ બધા સાથે એકઠા થયા છે, કઇ પણ કામ કરતા નથી, અને કશુ પણ શીખતા નથી ” ) માત્ર મનચેરજી, અને એક બીજા સર્વેયરને, પોતા પાસે રાખવાની ભલામણ કૅપટન હાર્ટ કરી કૅપટન હાર્ટે, પોતાના હાથ નીચે રાખી, ઘટતુ શિક્ષણ આપ્યુ, તે માટે મનચેરજી હજી સુધી પોતાના તે વડા અમલદારનો ઉપકાર જાહેર કરતા રહ્યા છે

## પેહલી સરિર્ફિકેટ

કૅપટન હાર્ટ એટલા તો કાબેલ હતા કે, એવણને એકઝીક્યૂટિવ એનજીનીયરના ઓધા ઉપરથી એકદમ સિંધ પ્રાતના ચીફ એનજીનીયરની

જગ્યા ઉપર નેમવામાં આવ્યા ત્યા જવા પેહેલાં, તેવણુ, (૧૭ મી મે ૧૮૫૮ ના દિને) મનચેરજીના સબંધમા, નીચે પ્રમાણે લેખીત નોધ મેલી ગયા

"A steady attentive young man, willing and obliging, and ready to turn his hand to anything he is told to do"

યાને કે "એક સરખુ પોતાનુ કામ કર્યા જાય તેવા, કઇપણુ કામ કરવાને રાજી અને બીજાઓ ઉપર એહસાન કરે એવા, અને જે પણુ પ્રકારનુ કામ સોપ્યુ હોય તે ઉપર મંડી જવાને તૈયાર."

કહેવામા સહગહત નથી કે, આ પ્રમાણે, સુરૂઆતથીજ, મનચેર-જીએ પોતાના વડાઓને સતોષ આપવાની કોશેસ કરવા માડી હતી અને કૅપટન હાર્ટનુ ઉપલુ લખાણુ, એવણુ માટેની, જાણે પહેલવહેલીજ, 'સર્ટિફિકેટ' લેખી શકાય.

અત્રે જણાવીશું કે, ૩ જી ઑગસ્ટ ૧૮૫૫ ને દિને, એવણુની દિકરી મીઠીબાઇનો જન્મ થયો હતો, અને એવણુના ફિકરા મર્ઝબાનનો જન્મ ૧૫ મી ઑગસ્ટ ૧૮૫૭ ના દિવસે થયો હતો મલબાર કોસ્તાના કત્રીકતવાલા શેઠ ધનજીભાઇ માણેકજી મુગામેડના વડા બેટા જહાગીર સાથ મિઠીબાઇની શેહાદી થઇ હતી

## બે પગલાં વધુ

ત્યાર પછીથી, બે કે ત્રણુ નવા એકઝીકયુટિવ એનજીનીયરો, હાર્ટ સાહે-બની જગ્યાએ, એક પછી એક નેમાયા, અને કૅપટન જી. કલોઝ નામના એક ઑફિસરની જાથુકની નેમણુક થઇ આસ્તે આસ્તે, એ વડાની પણુ મેહેરબાની મનચેરજી ઉપર ઉતરતી ગઇ, અને શીખવાની એવણુની ઉલટ જોઇ, એવણુ માટે તે અમલદાર પણુ પોતાથી બનતુ કરવા લાગ્યા જ્યારે સરકારનુ પબ્લિક વર્કસ ડીપાર્ટમેન્ટ, પહેલ વેહેલી વાર, ગોઠ-વવામા આવ્યુ, ત્યારે તેમા (૧ લી મે ૧૮૫૮ ના દિવસે) મનચેરજીને પ્રોબેશનરી ઍસિસ્ટન્ટ ઓવરસીયર તરીકેની જગ્યા આપવામા આવી.

તા ૯મી મે ૧૮૬૦ ના દિને, સરકારી રીપોર્ટ મધે, કૅપટન કલોઝે, નિચે મુજબ, લખાણ કર્યુ

"પ્રોબેશનરી ઍસિસ્ટન્ટ ઓવરસીયર મનચેરજી કાવસજી, આગળ જતા, પોતાના કામને લાયક નિવડે એવા છે છેલ્લા કેટલાએક મહિના થયા, પુનાની કૅમ્પ (છાવણી) નજદીકની ઇમારતો, તેમજ શેહેરમા આવેલા સિવિલ ખાતાને લગતા મકાનો તેમજ દાપોરીની સરકારી ઇમારતો પણ એઓને હસ્તક છે મનચેરજીનો પગાર વધારવાની મજબુત ભલામણ કરવાની હું રજા લઉ છુ એઓ કાળજીથી કામ કરનાર, અને ઘણાજ મેહેનતુ, પોતાની ફર્જો તર્ફ ઘણુજ ધ્યાન આપનારા, અને બીજાઓને મદદ આપવા અને તેઓને ઉપકારી કરવા, એઓ હમેશ તત્પર રહેછે,—પછી જોઇએ તો તે સર્વે એવણના વડા હોય કે હાથ નીચેના હોય"

પહેલાતો સિવિલ ખાતાને નગતી ઇમારતોનો એકનાનો જેવો 'ચાર્જ' એવણને હસ્તક મેલવામા આવ્યો હતો અને ત્યારબાદ, (૧૮૬૧ ની ૧૬ મી જુલાઇએ,) ઍસિસ્ટન્ટ ઓવરસીયર તરીકે, ખડકીનો તથા દાપોરીના સરકારી મેહેલનો મોટો 'ચાર્જ' આપવામા આવ્યો એજ વખતે, પરણેલા સોલજરોની બે બરાખો બાધવાનુ કામ એવણને સોપવામા આવ્યુ, કે જે કામ ખરકીની સરહદમા હતુ એ કામની ઘણીજ તાકીદ હતી કારણકે, જે છાપડાઓમા તે સોલજરો રહેતા હતા તે પડી જાય એવી હાલતમા આવી રહ્યા હતા તેથી સરકારનો હુકમ આવ્યો હતો કે, જેમ બને તેમ જલદીથી, એ કામ પુરૂં કરી નાખવુ આપેલી મુદતની અન્દર તે કામ કરવાને સર્વ કન્ટ્રાકટરોથી બને તેવુ નહિ હોવાથી, એ કામ ઘેરમેળે (પોતાનાજ ખાતા હસ્તકથીજ) ચલાવવાને મનચેરજીએ માથે લીધુ, તો જોકે, તે વખ્તે, એવણને એવા કામ માથે ઉઠાવી લેવાનો અનુભવ ઘણો થોડો હતો, તોયે તે કામ, નમેલા વખ્તમા, કરી આપવાનો જોખમ તેવણે પોતાને માથે ઓઢી લીધો, અને છ માસની મુદતની અન્દર, તે કામ પુરૂ કરી નાખ્યુ, જેથી એ બાબદ સબધી લખતા એવણના વડા, કૅપટન કલોઝે, પોતાના રીપોર્ટમા નીચે મુજબ લખી મોકલ્યુ કે —

"સારજન્ટ એન્ડ્રીયુ ને પોતાના લસ્કરના વિભાગમા પાછો મોકલ્યા બાદ, પ્રોબેશનરી ઓવરસીયર, મનચેરજી કાવસજી, ખરકી અને દાપુરીના બધા



[પાન ૬

હિન્દુસ્થાનના પેહેલા ગુજરાતી છાપાખાનાના અને ગુજરાતી ન્યૂસપેપરના સ્થાપક

**સેઠ ફરદુનજી મરઝબાનજીના**

આબેહુબ મળતા ચેહરાની એક તસ્વીર

[ટાઈમ્સ પ્રેસ

કામોના ચાર્જમા, ગયા ડીસેમ્બર માસથી, રહેલા છે. અને પત્ચેરીઓના (એટલે કે પગણેના મોલજરો માટેની બગઓના) બાધકામ માટે, એવણે મ્હને જે મદદ આપી છે, તે માટે હુ એવણ થકી જેટલુએ લખુ તેટલુ થોડુ છે એ ભારી કામો માટે, મજુરો અને દરેક રીતની સામગ્રી મેળવી આપવાની એવણની કોશેસમા, એવણે જીવ નાખીને કામ કર્યુ છે અને તેમ કરવામા એવણ તદનજ ફત્તેહ પામ્યા છે અને પત્ચેરીના બાધકામો, જે ઘણી ઝડપથી થતા રહ્યા છે, તે સબધી શાબાશી એવણનેજ મુખ્ય કરીને ઘટેછે એવણ પોતાના કામથી તદન પુરી રીતે માહિતગાર છે, અને મ્હારે ખરેખરજ કહેવુ જોઇએ કે મ્હારી નોકરી દર્મિયાન મ્હારા હાથ નીચે જે કામદારો આવી ગયા છે તેઓમાના કોઇએ પણ મનચેરજીથી વધારે મદદ તો આપીજ નથી એવણને હવે 'પ્રોમોશન' તુર્તજ આપવુ જોઇએ પણ એ બાબદના સબંધમા, વધારે વિગતવાર, મ્હારે હવે પછી લખવાની જરૂર પડશે "

## લાયકાતની ખરી પીછાણ ચાલુ

એ વખ્તે, ઉપાડી શકાય તે કરતા વધુ કામનો બોજો મનચેરજી ઉપર હતો પુનાના વૅલેસ્લી પુલનુ કામ દાપોરી અને પુણાની વચ્ચેના રસ્તાની મરામતનુ કામ, ખરકી કૅનતોનમૅન્ટની સર્વ ઇમારતોની વ્યવસ્થા અને નિભાવ કરવાનુ કામ, તે ઉપરાત, ૭ નવી બરાખો બાધવાનુ કામ, બે તોપો ગોઠવવા માટેના મકાનો, અને એક લસ્કરી 'સ્કુલ રૂમ' બાધવાનુ, તથા બે નવા પુલો બાધવાનુ કામ, અને દાપોરીનુ એસ્ટેટ,—કે જ્યા નામદાર ગવરનરનુ તે વખ્તે રહેઠાણ હતુ,—એ સર્વે કામા મનચેરજીના એકલાના હસ્તકમા હતા જે માટે પણ કૅપટન ક્લાર્કે પોતાના (૧૮૬૨–૬૩ ના) રીપોર્ટમા, નીચે મુજબ, લખાણ કરેલુ વાચવામા આવેછે એ દાયકાના વડાઓ, પોતાના હાથ નીચેના દેશી હિન્દી અમદારો માટે, ઉત્તેજન થકી, તેમજ તેઓની લાયકાતની પ્રશસા કેવી પ્રમાણીક રીતે બતાવતા હતા તેના દાખલા તરીકે, એ રીપોર્ટ નીચે ઉતારી લેવાની જરૂર જોઉ છુ

"ઍસિસ્ટન્ટ ઓવરસીયર મનચેરજી કાવસજી ને હસ્તક દાપોરીની ઇમારતો, ખરકીની બધી ઇમારતો, (અને તે સાથે પત્ચેરીઓ પણ) અને વૅલસ્લી પુલ અને દાપોરી વચ્ચેનો મુબાઇ જવાનો રસ્તો, અને

ખરકીના રસ્તાઓ હોવાથી, તે સઘળા એકલે હાથે ચલાવી લેવાનુ, ઘણુજ મોટુ અને જોખમ ભર્યુ છે, અને મ્હાગે છેલ્લો જે રીપોર્ટ મે મોકલી આપ્યો હતો, તેમા મે એઓ માટે જે લખાણ કર્યુ છે તેમા હુ કઇ પણ વધારે લખી શકુ એમ નથી એવણે મ્હને પુરેપુરો સતોષ આપ્યોછે, અને હુ આશા રાખુ છુ કે, જેવી તક મળશે તેવાજ, એવણનો પ્રોમોશન આપવામા આવશે પોતાનુ કામ કરવા ઉપરાત, એવણના ધંધાને લગતા, હાલમા, જે જે પુસ્તકો બ્હાર પડતા જાયછે, તેનો અભ્યાસ કરી બીજાઓને પણ સારો દાખલો એવણ બેસાડેછે "

## એજ રીતે, ત્યાર પછીનાં (૧૮૬૨–૬૩ નાં)

સાલના રીપોર્ટમા, મનચેરજીને હસ્તક, એ મુદ્દત દર્મિયાન, જે જે કામો હતા તેનુ વિગતવાર બ્યાન આપને, કૅપટન કલોઝ લખે છે કે

" સગમ અને મરેના પુલોને ફરીથી બાધવાની બાબદમા મ્હને ઘણીક ચિન્તા હતી, કે રખે તે વરસાદની મોસમ આગમજ બધાઇ ન રહે, પણ મનચેરજીની અતિશ્ય ભારી જેહમતનેજ લીધે, એ કામો જેટલી ઝડપથી આગળ ચલાવી શકાયા છે, અને એવણ તે પાછળ જે મહેનત લઇ ચુકયાછે અને હજીપણ લ્યે છે, તે માટે હુ એવણનો ઘણોજ એહસાનમદ થયો છુ એવણ એક ઘણાજ કુશળ ઓવરસીયર છે અને જેમ ગય સાલ મે રીપૉર્ટ કર્યો હતો તેમ, ખરેખરજ, ઘણીજ પુરતી રીતે, પ્રોમોશનને માટે એઓ લાયક નિવડ્યા છે "

અત્રે જણાવીશકે આ બધી જોખમદારીઓ છતા મનચેરજીને માત્ર રૂપીઆ હેશીનો પગાર, એ વેળા, મળતો હતો ! !

## ૬૦ ઉપરથી ૨૫૦ ના પગાર માટે ભલામણ.

આ મુદ્દત દર્મ્યાન, દારૂખાનુ રાખના માટેના મકાનો પુણામા બાધવાનુ સરકારે ઠેરવ્યુ. અને, એ કામ મનચેરજીને હસ્તક મેલવાનો, વિચાર કૅપટન કલોઝનો હતો ઉપર મે કહ્યુ તેમ, એ વેળા મનચેરજીનો પગાર માત્ર રૂપ્યા ૮૦ નો હતો પણ કૅપટન કલોઝે તે ૨૫૦ સુધી વધારી આપવાની ભલામણ સરકારને કરી, અને ઉપલા મકાનો બાધવાનુ



[પાનુ ૯

રેવરન્ડ જેમ્મ મૅકડુગલ, ડી ડી

[ટાઈમ્સ પ્રેસ

કામ મનચેરજીને સોપવા થકી, તેવણે નીચે પ્રમાણેનુ લખાણ, પોતાના સુપ્રિનટેન્ડિગ ઍનજીનીયરને ( તા. ૧ લી જુલાઇ ૧૮૬૩ ને દિને ) મોકલી આપ્યુ

"ગયા માસના ૧૮ મી મેના નબર ૧૧૧૬ ના ત્હમારી ઉપર લખેલા મ્હારા પત્ર સબધી વધારે લખવાનુ એ કે દાપોરીમા જે દારૂખાના માટે મકાનો બાધવાના છે, તે થકી જો કોઇ ટૅન્ડરો નહિ આવશે, તો તે બાધકામ હુ મ્હારે હસ્તકથી ઘેરગતુ કરી લેવા તૈયાર છુ, પણ તે એવી શર્તે કે, તે ઉપર દેખરેખ રાખવા થકી ઍસિસ્ટન્ટ ઓવરસીયર મી મનચેરજી કાવસજીની નોકરી મ્હારે હસ્તક રાખવા દેવામા આવે. મ્હારા વિચાર પ્રમાણે, એઓની મદદ સાથ, એ મકાનો અદી વર્ષમા હુ પુરા કરી શકીશ, પણ એ કામ પુરેપુરી રીતે ફતેહમદ ઉતરે, તે થકી, હુ ભલામણ કરૂ છુ કે મી. મનચેરજીને ત્રીજા વર્ગના સબ-ઍનજીનીયરની પદવી અને પગાર ઉપર મેળવા આ દારૂખાનાને લગતા મકાનો, જેમ બને તેમ, જલદીથી બાધી નાખવાની જરૂર એટલી તો તાકિદની છે કે, તેજ કારણને લીધે, ઉપલી ગોઠવણ અમલમા લાવ્વાનુ દબાણ કરવાની મ્હને ફરજ પડીછે. અગરજો, હાલમા સબ ઍનજીનીયરના ત્રીજા વર્ગમા જગ્યા ખાલી નહિ હોય, તો હુ સુચના કરવાની રજા લઉ છુ કે, એ વર્ગમા જગ્યા ખાલી થાય ત્યા સુધી મી મનચેરજીને એક વધારાના સબ-ઍનજીનીયર તરીકે નેમવા મી મનચેરજી કાવસજી એક એવા તો આસામી છે કે જેવણની કૃષળતા અને કામ કરવાની ઉલટ ઉપર મ્હારેથી પુરેપુરો ભરૂસો મૂકી શકાયછે દેશીઓ સાથ કામ લેવાનો એવણનો મ્હાવરો, તથા પુણામા એવણ એટલાતો લાબા વખ્તના રહીશ છે કે, એવણ માગે એટલા કામદારો મેળવી શકેછે, કે જેથી જેમ બને તેમ ઓછા વખ્તમા, આ દારૂખાનાને લગતુ કામ ( અને જો જરૂર પડશે તો ગન-કૅરેજને લગતા કારખાનાની ઇમારતો પણ ), પુરા કરી નાખવા થકી હુ એવણ ઉપર ભરૂસો રાખી શકીશ. જો મ્હને એવો સવાલ પૂછવામા આવે, કે આ ઓવરસીયર હમણાનાજ પગાર ઉપર એટલીજ ઝડપથી એ કામ બજાવી કાય નહિ શકે ? તો મ્હારો જવાબ એજ છે કે એ સઘળા કામો કરવાનો જોખમ એવણ માથે ખેચી લયે તે થકી, એવણને પુરતી રીતે બદલો મળવો જોઇએ અગરજો આ કામ કટ્રાકટ આપીને કરી લેવાના હોવો, તો મ્હારૂ

કહેવુ એમ છે કે, તે ઉપર, પુરેપુરી દેખરેખ રાખવા થકી, એક ઍસિસ્ટન્ટ ઍનજીનીયર મ્હને આપવો જોઇએ, કે જેથી કરીને, તે આખો દિવસ ત્યા આગલ હાજર રહી શકે તેથીજ, મે જે ગોઠવણ (મી મનચેરજીને વધારે પગાર આપવા સબધી) સુચવી છે તેથી પણ ખર્ચમા ઉગારો થઇ શકશે .... "

(આ લખાણમા, ઉપલા મકાનો બાધવા થકી જે અડસતા કાઢવામા આવ્યા હતા તે સબધી વધુ લખાણછે તે મે અત્રે પડતુ મૂક્યુ છે )

## પ્રોફૅસર મૅકડુગલને માનપત્ર.

રૅવરન્ડ ડૉકટર જેમ્સ મૅકડુગલ, (જેવણ પુણા કૉલેજ અને ઍનજીનીયરીગ સ્કુલના પ્રોફૅસર હતા તેવણ) જ્યારે, ૧૮૬૨ મા, એ કામથી ફારેગ થયા, તે પ્રસગે તેઓના આગળા તથા ચાલુ વખતના શિષ્યોએ, પોત પોતામા, એક ફન્ડ ઉભુ કરી, 'મૅકડુગલ સ્કૉલરશિપ' સ્થાપી એ માનવતા અને પ્રિય પ્રોફૅસરને આપવામા આવેલુ માનપત્ર વાચવાનુ માન મનચેરજીને મળ્યુ હતુ

## કેળવણી ખાતાં માટે માંગણી.

સને ૧૮૬૩ ના ઑગસ્ટમા, સરકારના કેળવણી ખાતાએ મનચેરજીની નોકરી માટે માગણી કરી, કારણ કે, એ વખતે, અમદાવાદમા એક ગુજરાત પ્રોવિનશિયલ કૉલેજ સ્થાપવા ધારી હતી તે કૉલેજમા ઍનજીનીયરીંગની બાબદને લગતુ શિક્ષણ આપવા થકી મનચેરજીની નેમણુક કરવા ધારી હતી પણ એવણના જાહેર બાધકામ ખાતાએ એઓની નોકરી ફાજલ પાડવાની ના કહ્યાથી, તે ઓહ્દો એવણને મળતા રહિ ગયો, અને વાત હિયાજ ભાગી પડી, અને છેવટે, સાભળવા પ્રમાણે, તે કૉલેજ સ્થાપવાનો વિચાર પણ માડી વાળવામા આવ્યો હતો

## મુબાઇનો કિલ્લો તોડી પાડવાની યોજના.

સને ૧૮૬૩ નુ વર્ષ, મનચેરજીની ભવિષ્યની જીન્દગીમા ફેરફારો કરનારૂ નિવડયુ લાગેછે, કારણ કે તે વર્ષના જુન માસમા, મી ૪.



[ પાનુ ૧૦

**ઈ આઈ હાવર્ડ,**

મુંબાઈ ઈલાકાના કેળવણી ખાતાના ડાઇરેક્ટર

[ ટાઈમ્સ પ્રેસ

આઇ હાવર્ડ—જેવણ્ મુબાઇ ઇલાકાના ડાયરૅકટર ઑાફ પબલિક ઇન્સ-ટ્રકશન (કેળવણી ખાતાના વડા) હતા, તેવણ્થી ખબર મળી કે મુબાઇનો કોટ (રામપાર્ટ) તોડી નાખવાના કામ ઉપર નેમેલી કમિટીના આરકિટેકચરલ સૅક્રેટરીના ઍસિસ્ટન્ટની જગ્યા નિકળી હતી એ જગ્યા મેળવવા મી હાવર્ડે મનચેરજીને ભલામણ્ કરી, અને પોતે જાતે પણ્ એવણ્ માટે મેહેનત કરી. તે વખ્તે, મનચેરજી ઉપર એ ગૃહસ્થની પુર મેહરબાની હતી પરિણામે, ૫ મી જુનના દિને ઉપર જણાવેલી જગ્યા માટે, મનચેરજીએ અરજી કરી, અને મનચેરજીની મરજીને અનુસરીને, એ નેમણુક માટે સખ્ત ભલા-મણ્ કરવામા આવી જે ઉપરથી મી ટ્રબશૉ, (કે જેવણ્, આ વેળા, મુબા-ઇમા આરકિટેકચરલ સૅક્રેટરીના ઓધ્ધા ઉપર હતા, તેવણે) મનચે-રજીને નેમવા માટે પોતાના (૫ મી જુન ૧૮૬૩ ના) પત્રમા સર-કારને શિફારસ કરી

## સર બાર્ટલ ફ્રીયરની પ્રસન્નતા.

એ મુદ્દત દર્મ્યાન, મુબાઇના ગવરનર સર બાર્ટલ ફ્રીયર, પુના નજદીકના દાપોરી મધે રહેતા હતા, અને મનચેરજીને હુકમ હતો કે તે નામદાર ગવરનર ત્યા હોય તેટલો વખ્ત, દરરોજ સહવારે ૭ વાગતામા, ગવરનરને દાપોરી મળતા રહેવુ આગળા દિવસોમા, કેટલી જેહમતથી કામ કરવુ પડતુ હતુ તેના એક દાખલા તરીકે જણા-વીશ કે, પાચ વાગે ઘોડા ઉપર પુણેથી નીકળી, ૭ વાગ્યા અગાઉ તો સર બાર્ટલની હાજરીમા મનચેરજી આવી ઉભા રહેતા વારે ઘડીએ સમાગમમા આવવાથી, એઓ બન્ને વચ્ચે વાતચિત થતી, અને મન-ચેરજીની કામકાજ કરવાની રૂઢીથી સર બાર્ટલ સાથ, તે સબબને લીધે, સારો ઘરોબો થયો હતો થયુ એમ કે, એક દિવસે, એ રીતે સાજે ખડકીથી પોતાના ઘોડા ઉપર આસ્તે આસ્તે મનચેરજી પુણે પાછા ફરતા હતા, તેટલા પછવાડેથી સર બાર્ટલની ગાડી આવી લાગી, જેમા તે નામદાર પોતાના બાનુ, અને એક એ-ડી-કા સાથ હતા મનચેરજીને જોતા, સર બાર્ટલે પોતાની ગાડી ઉભી રખાવી, અને પોતા પાસે આવવા મનચેરજીને ઇશારત કરવાથી, મનચેરજી તેઓ આગળ જઇ લાગ્યા, અને ઘોડા ઉપરથી તુર્ત ઉતરી પડયા, પણ્ મનચેરજીને ઘોડા ઉપર પાછા સ્વાર થવા સર બાર્ટલે ફરમાવ્યુ, અને

પૂછ્યુ કે "મુબાઇ મધે એક નવુ શેહેર વસાવવા ધાર્યે છીયે, તે માટે એક ખાસ આર્કિટેક્ટ (શિલ્પશાસ્ત્રી) વેલાતથી બોલાવવામા આવ્યો છે, તેના હાથ નીચે હમે ત્હમોને, એસિસ્ટન્ટ તરીકે નેમવા ધાર્યે છીયે, તે ઓધ્ધો ત્હમે લેવાને ખશી છો કે" ? મનચેરજીએ, જરાપણ વિચાર કર્યાં વિગર, તુર્તજ તેની તેજ પળે "હા" કહિ. એ મૂદ્દતમા, એવણનો પગાર રૂપ્યા ૮૦ નો હતો પણ કૅપ્ટન કલોઝે, મજબૂત ભલામણ કરી, સરકારમા લખેલુ હતુ કે એવણની નોકરીની પીછાણ તરીકે તે ન્હાનો પગાર વધારીને રૂપ્યા ૨૫૦ નો કરવો

જે સાંજે નામદાર ગવરનર સર બાર્ટલ ફ્રીયર સાથની ઉપલી મૂલાકાત થઇ, તેજ સાંજે એક ચિઠ્ઠી કૅપ્ટન કલોઝ ઉપર આવી, કે બીજે દિને સહવારના, ગવરનર સાહેબ સાથે તેવણે નાસ્તો લેવા આવવુ. તે પ્રમાણે કૅપ્ટન કલોઝે મનચેરજીને લખી કહેવાડ્યુ કે સહવારે તેવણની સાથે દાપોરી જવુ. બીજે દિને, દાપોરી જતી વખ્તે, મનચેરજીની છાતીમા ફાળ પડી કે, આગળે દિવસે, સર બાર્ટલ સાથે જે વાત થઇ હતી તે માટે કેમ કરવુ. કારણ કે, કૅપ્ટન કલોઝે એવણ થકી ઘણુક લખેલુ, ઘણીક શિફારસ કરેલી, અને વળી રૂપ્યા ૮૦ ઉપરથી ૨૫૦ ના પગારની ભલામણ કરેલી,—તેવે સમયે તે વડાને છોડીને, પુણેથી મુબાઇ જવા સર બાર્ટલ આગળ કબુલ થઇ ગયેલા ! પણ હિમત હાથ ધરીને, આગળા દિવસે જે વાતચિત સર બાર્ટલ અને મનચેરજી વચ્ચે થયેલી તે સર્વ મનચેરજીએ, ખડકી જતા જતા, રસ્તામાજ કૅપ્ટન કલોઝને ખુલ્લા દિલ સાથે કહિ દીધી જે સાભળી કલોઝ સાહેબ જરા ચીરડાયા તો ખરા, પણ તેવણને મનચેરજીએ સમજાવી લીધા, કે તે સાહેબ તો થોડાક મહિનામા વેલાત જનાર હતા, અને તેઓની જગ્યાએ કોઇ બીજો વડો અમલદાર આવે, તેની મનચેરજી ઉપર કલોઝ સાહેબ જેટલીજ મેહરબાની રહે કે નહિ પણ રહે, વિગેરે.

નાસ્તો પુરો થયા પછી, કૅપ્ટન કલોઝને ગવરનરે કહ્યુ કે મનચેરજીની તુર્ત મુબાઇ બદલી કરવી જરૂરની છે જે વીશે કૅપ્ટન કલોઝને, નાખશી સાથે, કબૂલ કરવુ પડ્યુ એ બીના, ગવરનરના મકાનમાથી પાછા ફરતી વખ્તે, મનચેરજીને કૅપ્ટન કલોઝે, ગાડીમા સાથે જતા જતા કહિ, અને કહ્યુ કે, ગવરનરનો હુકમ થયો હતો કે,

કાલનું કાલ, મનચેરજીએ મુબાઇ જવા ઉપડી જવુ ૨૫ મી ઑગસ્ટ ૧૮૬૩ ના દિને, કૅપટન કલોઝ તર્ફથી, સરકારી રૂઢી પ્રમાણેનો, એક લેખીત હુકમ મનચેરજી ઉપર આવ્યો કે એવણે મુબાઇ તુર્તજ જઇને મી ત્રબર્શાના હાથ નીચે કામ કરવુ. આ બદલી થઇ તો ખરી, પણ તેથી મનચેરજીને પોતાને તો ઘણો ફાયદો થયો કારણ કે તે બાદ એવણને ઘણાક લાભો, ઘણાક માનપાનો વિગેરે મળતાં રહ્યા, તે એટલે સુધી કે, જે રીતે મનચેરજી પાયરી દર પાયરી વધીને, બધી રીતે આગળ વધ્યા તેજ રીતે એવણનાજ ખાતાંના કોઇ બીજા અમલદારનાં નસીબમા બનેલુ કવચીતજ જાણમા આવ્યુ હોય અને હવે પછીની ભવિષ્યની કારકિર્દીના સબધમાં આ બદલી ઘણાજ અગત્યના ફેરફારો કરનારી થઇ પડેલી આપણે વાચીશુ

## પુણેથી મુંબાઈ

આવવા થકી, મનચેરજીએ પોતાના ઓધ્ધાનો ચાર્જ આપ્યો અને મુબાઇ આવ્યા મી ત્રબર્શા, (કે જેવણને મુબાઇમા એક નવુ શેહેર યોજવા માટે વેલાયતથી ખાસ લાવવામા આવ્યા હતા), તેવણ, પોર્ટુગીઝ લોકોએ અસલના વખતમા બાધેલો કોટ તોડી પાડવા માટે નેમાયલી કમિટીના આરકિટૅકચરલ સૅક્રેટરીના ઓધ્ધા ઉપર આ વખ્તે હતા મુબાઇનો કોટ તોડી પાડીને, મેદાનમા નવુ શેહેર વસાવવાનુ કામ શિરૂ કરવાની મોટી યોજના હાથ ધરવામા આવી હતી, તેને લગતી આ ખાસ કમિટી સરકારે નેમી હતી, અને તેમા નીચલા અમલદારો હતા કર્નલ દીલાઇલ, (રૉયલ ઍનજીનીયરોના પળટણવાળા), મી. આરથર ક્રૉફર્ડ, (મ્યૂનિસિપલ કમિશનર), મી ચાર્લ્સ ફૉરજેટ, (મુબાઇના પોલિસ કમિશનર), મી એ કે ફૉર્બસ (મુબાઇની હાઇ કૉર્ટના જજ) એ કમિટીના સૅક્રેટરી મી ત્રબર્શા હતા, અને તેઓના ઍસિસ્ટન્ટ તરીકે (તા ૫ મી સપટૅમ્બર ૧૮૬૩ ના) એક ઠેડાવ મારફને

## રૂપ્યા ૮૦ થી ૨૫૦ ના પગાર ઉપર

મનચેરજીને નેમવામા આવ્યા આ નવા ઓધ્ધાને લગતુ કામ, ઘણીજ દિલસોજીથી બજાવેલુ, અને નવા શેહેરના રસ્તાઓ તથા ઇમારતોની ગોઠવણ વિગેરે, કામ કરવાનુ જોખમ ભર્યુ, અને તદનજ નવીન

પ્રકારનુ કામ એવણને હસ્તક થવાનુ, સરકારી દફતરે નોધાયુ છે વખ્ત જતા, રામપાર્ટ રીમૂવલ કમિટી કાઢી નાખવામા આવી, અને એક બીજી કમિટી (જેનુ નામ 'આરકિટૅકચરલ ઇમપ્રૂવમૅન્ટ કમિટી ઑફ બૉમ્બે' કરી રાખવામા આવ્યુ હતુ તેના) સૅક્રેટરી, (રૉયલ ઍનજીનીયરોની પળ-ટણવાળા) કર્નલ ફૂલર (કે જેવણ, પાછળથી, જૅનરલની પદવીએ વધવા પામ્યા હતા તેવણ) નેમાયા. અને તેના ઍસિસ્ટન્ટ તરીકે મનચેરજીને (ઉપર જણાવેલા ૨૫૦ ના પગારે) નેમવામા આવ્યા આ કર્નલના હાથ નીચે મનચેરજી હતા તે દર્મ્યાન, ઘણીએક વખ્તે, કર્નલ ફૂલરે, તેઓની તરફેણમા, સખ્યાબધ, મજબૂત લખાણો સરકારમા કરેલા મોજુદ છે, અને એવણનો પગાર વધારવા માટેની ભલામણ, વખ્તો વખ્ત, કર્યાજ ગયા હતા અને મનચેરજીને જે ખાસ કામ માટે પુણેથી લાવવામા આવ્યા હતા, તેમાજ તેવણને રાખી મેળવાને બદલે ઍસિસ્ટન્ટ ઍનજીનીયરોના વર્ગ (ગ્રેડ) મા તેવણને મૂકાવવા થકી ઇન્તેજારી અને કાળજી બતાવી કારણ કે, નજદીક સાત વર્ષો સુધી, તેજ પગાર ઉપર, મનચેરજીને રાખી મૂકવામા આવ્યા હતા આ મૂદત દર્મ્યાન મુબાઇનો પાલવાનો દર્યાવ પુરવાનુ કામ, પાલવાના બદરથી તે છેક કોલાબા સુધીનુ, (કે જે પુરેલા વિસ્તાર ઉપર જગી તાજમહાલ હોટેલ વિગેરે ઘણીએક ઇમારતો હવે બધાઇ છે), તથા 'ઍપોલો બસીન,' (જેની ઉપર હાલમા યુરોપીઅન યૉટ ક્લબ, અને બીજી ઇમારતો બધાએલી છે તે,) તથા 'ઇસ્ટર્ન બૂલેવાર્ડ' નો રસ્તો, (કે જે હાલની ટકશાળથી તે યુરોપીઅન જૅનરલ હૉસ્પિટલ સુધી હવે બધાએલોછે)—તે સર્વ કામ કરવાનુ મનચેરજીને હસ્તક, આરકિટૅકચરલ ઍસિસ્ટન્ટ ઍનજીનિયર તરીકે, મેલાયુ હતુ

## ફ્રીમેસનરીમાં ભાગ

મુબાઇ આવ્યા પછીથી, ઇસ્વી સને ૧૮૬૩ ના સાલમા, મુબાઇની ફ્રીમેસનોની લૉજ રાઇઝિંગ સ્ટારમા મનચેરજીને મૅમ્બર તરીકે ચુટી કાઢવામા આવ્યા, અને પદવી દર પદવીએ ચઢીને, ૧૮૬૮ અને ૧૮૬૯ ના બે વર્ષ માટે 'માસ્તર' નેમાયા જ્યારે 'માસ્તરના ઓધ્ધાની મૂદત ખલાસ થઇ, ત્યારે એ લૉજના મૅમ્બરોએ, પોત પોતામા ઉઘરાણુ કરીને, એક રૂપાનુ 'કપ' તથા 'પાસ્ત માસ્તરનુ જુવેલ' એવણને ભેટ કર્યુ, અને મોટા કદની, એક ચીનાને હાથે 'ઑઇલ પેન્ટ' કરેલી, એવ-

ણની સભી ચિત્રાવીને, તેજ લૉજના દિવાનખાનામા મેળાવી. મુબાઇની સ્કૉટિશ ફ્રીમેસનરીની ગ્રાન્ડ લૉજના પણ એક મૅમ્બર એવણને ચુટી કાઢવામા આવ્યા, અને આસ્તે આસ્તે વધીને 'સબસ્ટિટયૂટ ગ્રાન્ડ માસ્તર' ની (ફ્રીમેસનોમા જાણીતી) પદવી ઉપર એવણની નેમણુક થઇ, ત્યાર પછી 'ઑનરરી ડૅપ્યૂટિ ગ્રાન્ડ માસ્તર' ની પદવી ઉપર મેળાયા. ઑનરરી ફૅલો' અને 'ઑનરરી ડૅપ્યૂટી ગ્રાન્ડ માસ્તર'ના ઓહ્દા એવણ હજી ભોગવેછે. 'લૉજ રાઇઝિંગ સનના' પણ એવણ એક ઑનરરી મૅમ્બર છે

## એક ન ધારેલી વિચિત્ર સૂચના.

૧૮૬૫ ના સપટેમ્બરમા, રામપાર્ટ રીમૂવલ (કોટ તોડી પાડવાની) કમિટી જ્યારે કાઢી નાખવામા આવી, ત્યારે સરકાર તર્ફથી એવુ પૃછાવવામા આવ્યુ કે, જે ઓહ્દા મનચેરજી તે વખ્તે રૂપ્યા ૨૫૦ ના પગારે ભોગવતા હતા, તે ઉપરથી તેવણની બદલી કરીને, બહારગામ ઓછા પગાર ઉપર મોકલાવી શકાય કે નહિં પણ કૅપટન ફ્લરે, તેના જવાબમા, નખી વાળ્યુ કે "મી મનચેરજી કાવસજીને હુ બિલકુલ ફાજલ પાડી શકુ નહિ, કારણકે ઍપોલો પિયરની બન્ને બાજુએ દર્યો પુરવાના કામ માટે એવણ મ્હને ઘણાજ ઘણા ઉપેયોગી થઇ પડ્યાછે" ત્યારપછીથી, તે છેક મનચેરજીએ પૅનશન ઉપર નોકરી છોડી ત્યા સુધી, એવણ મુબાઇ શેહેરમાજ રહ્યા હતા, અને એવણની મુબાઇની બાહેર બદલી કરવાનો હિગામ ફરીથી કદી ઉભો થયો નહિ

## નવી નેમણુંકો.

૧૮૬૪ ના સુમારે, પુણેથી મુબાઇ આવ્યા પછી, મી ત્રબશૉના વખ્તમા, 'કુપરેજ' ના મેદાનવાળી જગ્યામા છાપડાઓવાળા મકાનો, (કે જેમા મી ત્રબશૉની ઑફિસ હતી,) તેમા મનચેરજી પોતાના કુટૂબસહિત રહેતા હતા મી જે ત્રબશૉએ, આરકિટૅકચરલ સૅક્રેટરીનો ઓહ્દો છોડ્યા સમેત સરકારી જાહેર બાધકામ ખાતાના સૅક્રેટરીને, (૩૧ મી અકટોબર ૧૮૬૫ ના રોજે) નીચે પ્રમાણે લખાણ કર્યુ

"કિલ્લો તોડી પાડવાની કમિટીના આરકિટૅકચરલ સૅક્રેટરીના ઓહ્દાનો મ્હારો ચાર્જ આપ્યાના સબબે, મી મનચેરજી કાવસજી, જેવણ માજી ઍસિ-

સ્ટન્ટ હતા, તેવણુની ઘણીજ સંતોષકારક કાર્કિદી અને તેઓની કૃપળતા માટે સરકારના ધ્યાન ઉપર લાવવા થકી મ્હને માનપૂર્વક લખવાની જરૂરછે ૨૭ મી ઑગસ્ટ ૧૮૬૩ થી તે ૭ મી ઑગસ્ટ ૧૮૬૫ ની આખી મુદ્દત દર્મ્યાન એવણે મ્હારી પાસે કામ કર્યું હતુ, ત્યારે પોતાની ફર્જે તર્ફ, ઘણીજ ચાલુ ખન્તથી, મંડેલા રહ્યા હતા, અને મ્હને નિરખી જોવાનું બન્યુ છે કે સરકારી જાહેર બાધકામ ખાતામા એવણ, ઇમારતી બાધકામ સબધી, તેમજ એવણનુ સામાન્ય જ્ઞાન, અને ચાલુ વહિવટ કરવા બાબેના જ્ઞાનના સબબે, એવા કામો માટે ઘણીજ શ્રેષ્ઠ રીતે લાયકના છે આગળ પણ જ્યા જ્યા એવણે નોકરી બજાવી છે તે પ્રસગો ઉપર પણ એમના કામ માટેની પ્રસન્નતા દર્શાવનારા લખાણો થયલાછે, તેમા મ્હારા તર્ફની પણ વધારાની ગવાહી,—એમની પોતાની ફર્જે બજાવવાની કૃપળ રીતી, અને એઓની સામાન્ય ચાલચલણ માટે,—હુ મ્હારી રાજી-ખૂશીથી અત્રે ઉમેરૂ છુ એમની ચાલચલણ, ખરેજ, હરેક રીતે ભલી અને ખામી રહિત છે "

જે વખ્તે આરકિટૅકચરલ સૅક્રેટરીનુ કામ મી ત્રબર્શા કરતા હતા, તે વખ્તે એવણના મસલતયા મી રૉર્જસ સ્મિથ,—જેવણ લન્ડનની કિગ્સ કૉલેજમા આરકિટૅકચરના પ્રોફૅસર હતા,—તેવણ થોડો વખ્ત મુબાઇ આવ્યા હતા, તેવણના હાથ નીચે મનચેરજીએ આરકિટૅકચરને લગતું થોડુક શિક્ષણ મેળવ્યુ હતુ ત્યારપછીથી (તા ૯ મી ફેબ્રુઆરી ૧૮૬૬ ના દિને), મુબાઇના બારાના બચાવ થકીના બાધકામોને લગતા ઍકઝીકયૂટિવ ઍનજીનીયરની ઑફીસમા, મનચેરજીને નેમવામા આવ્યા ત્યા એવણને અ ણા મુબાઇના બારાઓની અન્દરની તોપખાનાની કેટલીએક બૅટરીઓનુ બાધકામ કરવાનુ સોપવામા આવ્યુ તે ઑફીસમા ૭ મહિના કામ કરવા પછીથી, તેવણને પાછા (૧૨ મી જુલાઇ ૧૮૬૬ ના સરકારી ગેઝેટમા) આરકિટેકચરલ ઍનજીનીયરની ઑફિસમાં ઍસિસ્ટન્ટ તરીકે નેમવામા આવ્યા, અને વડી સરકારે તે નેમણુકને બ્હાળી આપી

ફરામજી કાવસજી ઇનસ્ટિટયૂટમા મળેલી એક મીટિગમા એવણને (૨૨ મી મે ૧૮૬૯ ના દિને) ઇગ્લૅન્ડની ઇસ્ટ ઇન્ડિયા ઍસોસિએશનની મુંબાઇની શાખાની કમિટીના એક મૅમ્બર ચુટી કાઢવામા આવ્યા હતા.







[ઈસ ૧૯૧૦]





[ઈસ ૧૮૯૬]

ખાનબાહાદુર મનચેરજી કાવસજી મરઝબાન

[પાન ૧૬

[ટાઈમ્સ પ્રેસ

## નવી ભલામણો

ત્યારપછી, (૨૬ મી મે ૧૮૬૯ ની તારીખે), કર્નલ ફુલરે સરક્કારમા એવી ભલામણ કરી કે મેસર્સ વાસુદેવ બાપુજી કનીતકર, મુકદ રામચદ્ર અને મનચેરજી કાવસજી મર્ઝબાન, એ ત્રણે ગ્રહસ્થોને, કઇ પણ પરિક્ષા આપ્યા વિગર, ઍસિસ્ટન્ટ ઍનજીનીયરના ઓહ્દાઓ આપવા અને તે ભલામણને અનુસરીને, વાસુદેવ બાપુજી અને મુકુદ રામચદ્રને ઍસિસ્ટન્ટ ઍનજીનીયરની પદવીએ ચઢાવવામા આવ્યા તેઓ બને મનચેરજીથી ઘણી વધારે લામી મુદ્દતની નોકરીવાળા, અને વધારે ચઢતો ઓહ્દો ધરાવનારા હતા આ લખાણનીજ સાથે, મનચેરજીએ જે જે ઓહ્દા, અત્યાર સૂધી, ભોગવ્યા હતા તેની સર્વ વિગતો કર્નલ ફુલરે લખી મોકલી હતી આ સઘળી કોશેશો છતા, ઍસિસ્ટન્ટ ઍનજીનીયરની પદવીએ હજી સૂધી મનચેરજી વધી શકયા નહિ

પોતાની ભલામણો ઉપર સરકારે લક્ષ નહિ આપેલુ જોવાથી, એકવાર ફરીથી, એક રીપૉર્ટ, (૧૮૭૦ ના ઑગસ્ટ મહિનાની તા ૨૬ મીએ), કર્નલ ફુલરે સરકારને લખી મોકલ્યો, અને તે સાથે ઍસિસ્ટન્ટ ઍનજીનીયરની પદવી માટે જે જે પરિક્ષાઓ આપવી પડતી હતી, તેનેજ મળતી સર્વ પરિક્ષાઓ, મનચેરજીએ પુણાની સ્ટૅન્ડિગ કમિટી આગળ આપી હતી, તેની સરકારને યાદ આપી, તે છતા, સરકારે તો તે ઉપર કંઇપણ ધ્યાન આપ્યુ નહિ, એવુ જોઇને કર્નલ ફુલરે (૨૬ મી ઑગસ્ટ ૧૮૭૦ ના દિવસે) સરકારને એક રીપૉર્ટ લખી મોકલ્યો, અને તે મધે દર્શાવ્યુ કે ઉપલી કમિટી આગળ, ઍસિસ્ટન્ટ ઍનજીનીયરોને જે જે પરિક્ષાઓ આપવી પડતી હતી, તે બધી મનચેરજી આપી ચુક્યા હતા, સિવાય કે ચાલુ અનૂભવથી મેળવેલા જ્ઞાનની બાબદો, અને જે થકી કર્નલ ફુલરે લખ્યુ કે તે જ્ઞાન તો મનચેરજીએ પુરેપુરી રીતે મેળવીને પોતાને યોગ્ય પુરવાર કરી ચુકયા હતા આ વડા અમલદારે, પોતાના લખાણમા ઉમેર્યુ કે

"તાલુકાઓમા અને પુનામા જ્યારે મનચેરજી કામ કરતા હતા, ત્યારે, એવણને વખ્તો વખ્ત મળેલી સરટિફિકેટો ઉપરથી જણાય છે કે, એવણને તરેહતરેહની જોખમ ભરી ફર્જો બજાવવી પડી હતી, અને મોટા અને અગતયના બાધકામો એવણને હસ્તક હતા, જેવા કે ઇમારતો ।

નક્શા તૈયાર કરવાનુ અને ઇમારતો બાધવા ઉપર દેખરેખ રાખવાનુ, રસ્તાઓ અને પૂલો બાધવાનુ અને એ સર્વ કામો કરવા થકી એવણના વડા અમલદારો તર્ફથી એવણ માટે ઘણી ઉત્તમ સ્તુતી થતી રહિ હતી હાલમા એઓને હસ્તક અગત્યની ઇમારતો બાધવાનુ કામ મેળવામા આવ્યુ છે અને તે સઘળી બાધવા પછી શિલ્પશાસ્ત્રી તરીકેની, તેમજ ઍનજીનીયર તરીકેના અચ્છા જ્ઞાનની જરૂર હોય છે થોડાજ વખ્ત ઉપર એવણને હસ્તકથી સાસુન મીકૅનિકસ ઇનસ્ટિટ્યૂટવાલી ઇમારત બંધાઇ તૈયાર થઇ છે, અને આ ઇમારતની એકજ તપાસ લીધાથી તમોને [યાને કે સૂપ્રિનતેનડિગ ઍનજીનીયરને] જણાશે કે, જે કામ મનચેરજીને હસ્તક થયુ છે તેથી કોઇપણ રીતનુ બેહેતર કામ થઇ શકે એમ નથી. આ ઇમારતો ઉપરાત, એવણને મેદાનમાહેની અગીયાર બીજી ઇમારતો ઉપર સરકારના સર્વેયર તરીકેના મ્હારા હાથ હેઠળ દેખરેખ રાખવાનુ છે, અને તે ઉપરાત મ્હારા બીજા કામોમા પણ એવણ મ્હને અતિ ઘણી મદદ આપેછ"

ઉપલા લખાણ ઉપર પણ સરકારે ઘટિત ધ્યાન નહિ આપ્યાથી, (૯ મી મ ૧૮૭૧ ના રીપૉર્ટમા) કર્નલ ફ્લરે વળી ફરીથી સરકારનુ ધ્યાન ખેંચ્યુ, અને જણાવ્યુ કે "વાસુદેવ બાપુજી અને મુકુદ રામચદ્ર, જેઓને ઍસિસ્ટન્ટ ઍનજીનીયરની પદવી આપવામા આવીછે, તેઓનીજ બરોબરના, બલકે કેટલીએક વાતે તેઓથી ચઢયાતા, ગુણો ધરાવનારા મી મનચેરજી છે" તે છતા સરકારે ધ્યાન આપ્યુ નહિ, કારણ કે તે વખ્તે ઍસિસ્ટન્ટ ઍનજીનીયરના ઓહ્દા, ગમે એવા પણ હુશિયાર દેશી હિન્દીઆ હોય, તોય તેઓને સહેલથી આપવામા આવતા હતા નહિ તેમજ, વારવાર મજબુત ભલામણો એમના વડા કર્નલ ફ્લરે કરતા છતા, મનચેરજીને પણ એજ મશ્કેલી આડે આવતી હતી, અને છેક ૧૮૭૨ મા પબ્લિક વર્કસના ખાતામા ઍસિસ્ટન્ટ ઍનજીનીયરના વર્ગમા એવણને મેળવામા આવ્યા એવી રીતે એક 'ઍસિસ્ટન્ટ ઍનજીનીયર' તરીક નેમવાનુ, એક દેશી માટે, ઘણુજ કમયાબ અને મશીબતે મળે એવુ માન મનચેરજીને મળ્યુ,, એમ એઓની જીન્દગીના બનાતો લખનારા કેટલાએક માહાવારી ચોપાન્યામાના એકે લખ્યુ છે



ઈ૦ સ૦ ૧૮૭૯ મા બ ધાઈ] [પાનુ ૧૮

**જૅનરલ પોસ્ટ ઑફિસ માટે બ ધાયલી ઇમારત**

( જે હાલમા તાર ઑફિસની ઇમારતના એક ભાગ તરીકે વપરાય છે )

[ટાઈમ્સ પ્રેસ

## જુની પોસ્ટ ઑફિસની ઇમારતને લગતી એક જાણવાજોગ બાબદ.

ઉપર જણાવી ગયા મૂજબ, તે અરસામા, ફ્લોરા ફાઉન્ટન આગળની કેટલીએક ઇમારતો, મનચેરજીને હસ્તક (ઍસિસ્ટન્ટ ઍનજીનીયર હતા ત્યારે કે ઍકઝિક્યૂટિવ ઍનજીન્યર હતા ત્યારે) બધાઇ હતી, આ ઇમારતોની એક સપૂર્ણ ટીપ મે આ ચોપડીમા રજુ કરવાનુ દૂરસ્ત ધાર્યુ છે તેમા જુની પોસ્ટ ઑફિસવાળી ઇમારત કેજે હાલમા તાર ઑફિસના વપરાસમા લેવામા આવીછે તે પણ હતી તેના સબધમા એક જાણવા જોગ બનાવ અત્રે નોધવાની જરૂર જોઉ છુ એ ઇમારતના નકશાઓ ઇગ્લૅન્ડના એક શિલ્પશાસ્ત્રી (આરકિટેક્ટ) પાસે બનાવી મગાવવામા આવ્યા હતા એ નકશાઓની ગોઠવણને લીધે આ ઇમારતને ભોયતળીએ, તેની અન્દરની ગોઠવણ એવી હતી કે તે ભોયતળીએના પત્થરના થાભલા અને આરકાઓની ઉપર, ઉપરના ઉપલા બે મજલા, (જે દરેક બાવીસ ફીટ ઉન્ચા હતા તે સર્વ) નુ વજન આવ્યુ હતુ એ ઇમારતને લગતુ કામ સૂરૂ કરતી વખ્તેજ, એ થાભલાઓની નબળાઇ ઉપર પોતાના વડા અમલદારનુ ધ્યાન મનચેરજીએ ખાસ રીતે ખેચ્યુ હતુ અસલ નકશાઓ પ્રમાણે કામ પુરૂ થવા આવ્યુ છાપરા ચઢાવવાનુ કામ પણ થવા લાગ્યુ, ત્યારેજ તે થાભલાઓની નબળાઇ અન્તે પ્રગટ રીતે જણાઇ આવી, અને એક થાભલો, પત્થરનો હોવા છતા, ફાટી ગયો એવો મામલો જોઇને, જાહેર બાધકામ ખાતાને નઠારૂ લાગશે, એમ ધારીને મનચેરજીએ કઇ ઇલાજ તૂર્તાતૂર્ત કામે લગાડવાની જરૂર જોઇ, અને તે થકી એવણે તે થાભલાને બદલે બીજો એક નવો થાભલો મૂકવા માડયો આગળ ઉભા રહિને, જે દિવસે એ કામ મનચેરજી કરાવતા હતા, તેજ વખ્તે ચીફ ઍનજીનીયર અને સરકારના સૅક્રેટરી, સર માઇકલ કૅનેડી, તથા ઍકઝીક્યુટિવ ઍનજીનીયર મી હાર્ટ, (કે જેવણ વિલાયત રજા ઉપર ગયલા કર્નલ ફુલરની બદલીએ કામ કરતા હતા), એ બેઉ અમલદારો આવી ઉભા, અને આ કામ થતુ જોઇને મનચેરજીને ઠપકો આપવા લાગ્યા, કે એ ભારે જોખમનુ કામ, આગળથી પરવાનગી લીધા વિગર એવણે માથે નહિ લેવુ હતુ બીજેજ દિવસે, મનચેરજીને ઠપકો આપવાનુ એક સરકારી પત્ર આવ્યુ, પણ તેના જવાબમા એવણે લખી વાળ્યુ કે આ થાભળાઓ જોખમાયાથી ગામમા "હોહા" થવાની ચિન્ત

હતી, અને જાહેર બાંધકામ ખાતાનુ નામ ખરાબ થવાનો જોખમ હતો હવે, જે પત્થરનો નવો થાભલો એવણ મુકતા હતા, તેનુ કામ ભાગ્યેજ સપૂર્ણ થયુ, તેટલા તો એક બીજો તેવોજ થાભલો પણ ફાટયો, અને એ પ્રમાણે એક પછી એક, ઉપરના બાંધકામના અતિભારી દબાણને લીધે, ચાર પાચ પત્થરના થાભલાઓ ફાટવા લાગ્યા અને ગામમા હો હા થઇ રહી કે 'પોસ્ટ ઑફિસ પડી જાય છે'।

આ વખ્તે મુંબાઇના ગવરનર સર સીમોર વૅસી ફિત્ઝજીરાલ્ડ હતા, તેઓએ મનચેરજી વિગેરે અમલદારોને, તે વેળાના પરેલના સરકારી મેહેલમા બોલાવ્યા તેઓમા સર માઇકલ કૅનેડી, અને મી હાર્ટ પણ હતા કેટલીએક તકરાર ચાલ્યા પછી એવુ ઠરયુ કે (ઉપરના બે મજલા ચઢેલા હોવા છતા, તે એમના એમ કાયમ રાખીને), ભોયતળીએના આઠ થાભલા કાઢીને, બીજા વધારે મજબુત નવા થાભલા મેળવા એ કામ ઘણુજ જોખમ ભર્યુ હતુ તો ખરૂ, પણ તે મનચેરજીને હસ્તક સોપવામા આવ્યુ કામ ચાલતુ હતુ તે દર્મ્યાન કેટલાએક હિન્દી તથા યૂરોપીયન ઍનજીનીયરો તે કામ જોવા આવતા હતા કારણકે એવા પ્રકારનુ કામ આખા હિન્દમા કોઇપણ વેળા થએલુ નહિ હતુ રાત અને દિવસ ઉઘ વેચીને ઘણાક દિવસોની ભારે જેહેમત સાથ એ કામ મનચેરજીએ પાર ઉતાર્યુ, અને તે નવા આઠ થાભલાઓ વધારે મજબુત (એટલેકે વધારે જાડા) લેવામા આવ્યા છેવટે, તે સર્વ કામ ઘણીજ ફત્તેહમંદીથી પાર ઉતર્યુ, અને જોકે તે થાભલાઓ ઉપર બે, ભારે વજનના મજલાઓનો સર્યામ બોજો હોવા છતા, એક તડેલ વટીક પડયા વિગર, તે સર્વ કામ પાર ઉતારવામા આવ્યુ એક એક નવા મુકવામા આવનારા પત્થરના થાભની મજબુતી સચામા તપાસી તપાસીને, જેટલુ જોઇએ તેટલુ વજન ખમે તેવાજ લેવામા આવ્યા વારવાર, આ નવિન કિસમનુ કામ ચાલતુ હતુ તે જોવા સર માઇકલ કૅનેડી અને મી હાર્ટ આવતા હતા અને પોતાની એટલી બધી ખશી જાહેર કરી કે ઍકઝીકયટિવ ઍનજીનીયર મી હાર્ટે આ ગભીર બાબદ સબધી એક ઘણોજ સારો રીપૉર્ટ સરકારમા લખી મોકલ્યો તેના પરિણામે થયુ એમ કે, વર્ષો સુધી, જે હક મનચેરજીને મળવો જોઇતો હતો, છતા તેમાથી તેવણને બાકાત રાખવામા આવ્યા હતા, તે હક હવે, અન્તે, તેવણને મળ્યો

## આખરે મળેલો (પણ અધુરો) ઇનસાફ

એક સરકારી ઠેડાવ મારફતે એવણને ત્રીજા વર્ગના ઍસિસ્ટન્ટ ઍનજીનીયર (૨ જી ઑગસ્ટ ૧૮૭૨ ના દિને) નેમવામા આવ્યા એ ઠેડાવમા લખ્યુ હતુ કે "ખાસ લાયકાતના સબબોને લીધે એવણને ત્રીજા વર્ગના ઍસિસ્ટન્ટ ઍનજીનીયર નેમવામા આવેછે" એ પ્રમાણે, વર્ષો સુધીની ઢીલમા રહેલી આશા અન્તે પાર પડી પણ એવણના ખદ પગારમા તો કઇપણ વધારો થયો નહિ, કારણ કે ત્રીજા વર્ગના ઍસિસ્ટન્ટ ઍનજીનીયરનો પગાર માત્ર ૨૫૦ રૂપ્યાનો હતો અને તે પગાર તો મનચેરજીને અત્યાર અગાઉનો મળ્યો જતો હતો. ઉપલી નેમણુક થઇ તેના સબધમા (તા ૨૨ મી મે ૧૮૭૨ ના દિને) મી જે એચ હાર્ટ, (જેવણ કર્નલ ફ્લરની જગ્યાએ સરકારના આરકિટેકચરલ ઍકઝીક્યૂટીવ ઍનજીનીયર અને સર્વેયરનુ કામ કરતા હતા), તેવણે નીચે મુજબ સરકારના જાહેર બાધકામ ખાતાના સૅક્રેટરીને એક મજબૂત કાગળ લખ્યુ, અને કર્નલ ફૂલરે મનચેરજી માટે જે શિફારસો. વારવાર, આગળ કરી હતી, તેને મોટો ટેકો આપ્યો, આ કાગળમાથી થોડાક ફકરાઓ નીચે ઉતારી લેવા જોગ છે

"આ આઠ થાભલાઓ નવા મેળવાનુ કામ મ્હારા હુકમ હેઠળ મી મનચેરજી કાવસજીએ ઘણુજ ફત્તેહમદીથી પાર ઉતાર્યુ છે, અને તહમારી જાણ માટે મ્હને અત્રે એમ લખતા અતિઘણી ખુશાલી ઉત્પન્ન થાયછે એ મજલાની એ જાહેર કામ માટેની ખુબસુરત ઇમારતને માથેના બે મજલા અને થાભલાઓના વજન છતા, તેની હેઠળ આવેલા થાભલાઓ કાઢી નાખી બીજા નવા મૂકવાનુ જોખમ ભર્યુ અને ચિન્તા ઉપજાવનારૂ, અણીની ધીક ઉપર આવેલા કટોકટ મામલા દર્મ્યાનનુ કામ, મનચેરજીએ ઘણીજ ઉલટ, સભાળ, અને ચતુરાઇ અને હિકમતથી કરી બજાવ્યુ છે, તે સઘળા થકી એવણ મ્હારી પોતાની ઘણીજ ઉંચા પ્રકારની પ્રસશા મેળવવા પામ્યાછે એ કામ ચાલતુ હતુ ત્યારે હુ તે ઉપર ઘણીજ બારીકીથી નજર રાખતો હતો અને તે પુરૂ થયા પછી, મે તે ઘણીજ સંભાળથી તપાસી જોયુછે, પણ એક, સહેજ પણ, તડેલ કે પણ પડેલી મ્હારા જોવામા આવી નથી, કે નથી તે થાભલાઓની ઉપર આવેલા બાધકામમા કઇપણ પ્રકારની અલવલ પુગી, અને મ્હને જરાએ શક નથી કે આ કામ જે રીતે ફત્તેહમદી સાથ પુરૂ થયુછે,

તેના મોટા ભાગ માટે એવણ, જરાપણ વિસામો લીધા વિગર, જીવ પટકીને, ધ્યાન સાથ કામે મંડ્યા હતા, તેનેજ લીધે હતુ એવણ રાતે તેમજ દિવસે, તે કામ ચાલતુ હતુ તે દર્મ્યાંન તેની દરેક દરેક બારીક વિગતો ઉપર લક્ષ આપતા રહ્યા હતા આશા રાખવાની હુ હિમત બાધુ છું કે તમુને યાદ આપવા થકી મ્હારૂ આ લખેલુ કવખ્તનુ તો લેખાશેજ નહિ, કે આ ઑફિસમાથી આગળ ઘણાએક કાગળો કર્નલ ફુલર અને મ્હારે હસ્તકથી લખાયા છે, કે જે સર્વમા હમારા હાથ નીચેના આ અમલદારને 'પ્રોમોશન' આપવાની હમે મજબૂત શિફારસ કરી છે, બલકે, બરાબર કહુ તો, એવણને પાયરી દર પાયરી ચઢવા માટેના વર્ગમા મુકીને, આ ઑફિસના એવણની સાથવાળા બીજા મદદ-નીશ અમલદારો, મેસર્સ વાસુદેવ બાપુજી અને મુકુંદ રામચંદ્રનીજ પંકિતએ મેળવાની શિફારસ કરી છે, અને હુ આશા રાખુ છુ કે આ પ્રસંગે ઉપલુ ઘટિત પગલુ લેવાની સરકારને ભલામણ કરવાનુ તમે વાજબી જોશો, કે જેમ કર્યાથી ઉત્કંઠાથી કામ કરનારની બજાવેલી સેવાની પીછાણ સરકાર તૂર્ત કરી શકેછે તે માલમ પડી આવે, અને મ્હને લખવા હિમત થાયછે કે, તેમ કરીને આખા ખાતામા એવા પગલાથી બધા યોગ્ય કામદારો ઉપર સારો અને લાભકારક અસર થવા પામશે"

વિલાયતથી પાછા ફર્યા પછી, કર્નલ ફૂલરે પોતાના આ માનીતા અમલદાર માટે, ફરીથી મજબૂત લખાણો કર્યાં, અને તેના પરિણામે મનચેરજીને બીજા વર્ગ (ગ્રેડ) ના ઍસિસ્ટન્ટ ઍનજીનીયર તરીકે (૧૮૭૨ મા) કાયમ કરવામા આવ્યા અને જેથી એવણના પગારમા પણ વધારો થવા પામ્યો

## ૧૮૭૨ માં ઉત્તર હિન્દુસ્તાનમાં મુસાફરીઓ, અને જ્ઞાન પ્રસારકમાં ભાષાણ.

એજ વર્ષમા ઉત્તર હિન્દુસ્તાનમા મુસાફરી કરી, દિલ્હી, આગ્રા, અલાહબાદ, બનારસ, કલકત્તા, ઔરંગાબાદ, અને ઇલોરાના ગુફાઓ વિગેરે જાણીતી જગ્યાઓ જોઇ આવ્યા એઓ સાથ બીજા ત્રણ પારસી ગ્રહસ્થો પણ હતા, જેઓમાથી એક પણ આજે હેયાત રહેવા પામ્યા નથી બીજા એક વર્ષ દર્મ્યાંન એવણે પુણેથી બીજાપુર હૈદ્રાબાદ (દખણ), સીકંદ્રાબાદ તર્ફની મુસાફરી કરી. ત્યારપછી,



[પાનું ૨૨

**જે એચ. ઈ હાર્ટ,**

મુંબાઈ સરકારના આર્કિટેક્ચરલ એકઝીક્યુટિવ એન્જીનીયર અને સરવેયર.

[ટાઇમ્સ પ્રેસ

૧૮૯૧ ના વર્ષ દર્મ્યાન એવણે કલીકટ, બેગલોર, નીલગિરિના પહાડો, ટ્રિચિનૉપોલી, મદુરા, પૉન્ડિચરી, મદ્રાસ, અને બૅલગામ જોઇ આવ્યા

૧૮૭૩ મા એવણે જ્ઞાન પ્રસારક મ ડળી તર્ફથી 'શિલ્પશાસ્ત્ર-' ની બાબદ ઉપર (નક્ષા વિગેરે સાથ) એક ભાષણ ગુજરાતીમા આપ્યુ

## યૂરોપ તર્ફની મુસાફરી.

ત્યારપછીથી, (૧૬ મી માર્ચ ૧૮૭૪ ના દિને) યૂરોપ જવા માટે મનચેરજીએ છ માસની રજા લીધી વિલાયત હતા તે વેળા (સપટેમ્બર ૧૮૭૪ મા) સૅક્રેટરી ઑાવ સ્ટેટ પાસેથી, પાચ અઠવાડિયાની વધારાની રજા મેળવી એ મુસાફરી દર્મ્યાન, નીચે જણાવેલી જગ્યાઓની એવણે મૂલાકત લીધી, એ અયામમા હિન્દીઓ યૂરપની મૂસાફરીએ ક્વચિતજ જતા હતા, તો જોકે, તે વખ્તમા એક રૂપ્યા બદલ બે શિલિંગનુ એકસચેંજ હતુ હિન્દુસ્તાનથી નિકળેલા, વેલાયત જતા જતા વૅનિસ, ઇટાલ્યન સરોવરો, મિલાન, ટયૂરિન, જીનિવા, લીયૉ, લન્ડન, મૅનચૅસ્ટર, ગ્લાસગો, કિલાર્ની સરોવરો, ડબ્લિન, બૅલફ્સ્ટ, હાઇલૅન્ડના સરોવરો, ડન્ડી, તથા બીજા કેટલાએક ન્હાના શેહેરો એવણે જોઇ લીધા

## એક જાણવા જોગ અગમચેતી.

ડન્ડી જવામા એવણની એક ખાસ મતલબ એ હતી કે, તેજ નામની બહોળા વિસ્તારની નદી ઉપર ઘણોજ મોટો અને નામીચો એક પૂલ, તે વેળા, બધાતો હતો, તે જોવાનો હતુ તે બારીકીથી જોઇ લેતા મનચેરજીને તેનુ બાધકામ એવુ નહિ લાગ્યુ કે તે ઝાઝો વખ્ત ટકી શકે પણ તે વખ્તના નામાકિત ઍનજીનીયરો આગળ, માત્ર એક 'ઍસિસ્ટન્ટ' ના મતનુ શુ ચલણ કે વજન હોય, એમ ધારી લઇને, એવણને પોતાનુ તે મત જાહેર કરવાની હિમત થઇ નહિ પણ તેવણે જે વિચાર તેજ વેળા બાધ્યો હતો તેની નોધ એવણની આ મૂસાફરીની ડાયરીમા હજી જળવાઇ રહિછે થોડોક વખ્ત ગયા પછી એ પૂલ પડી જવાની ખબર બાહાર પડી !

## યુરોપથી વળતી મુસાફરી.

હિન્દુસ્તાન પાછું ફરતા, વળતી મુસાફરીમા એવણે પૅરીસ, બ્રસૅલ્સ, લિએઝ, કોલોનનુ નામીચુ દેવળ, એક્સ-લા-શાપેલ, વિએના, ફ્લૉરન્સ, રોમ, નેપલ્સ, અને પિસાનો ઢળતો તાવર જોઇ લીધા,

## મુંબાઈની યૂનિવર્સિટીના 'ફેલો' અને સિવિલ ઍનજીનીયરોની ઇનસ્ટિટયૂટના 'ઍસોશિએટ મૅમ્બર' તરીકે અને બીજા કામો માટેની નેમણુંક.

૧૮૭૪ ની ૬ થી જુલાઇએ મનચેરજીને ઇગ્લૅન્ડની સવિલ ઍનજીનીયરોની ઇનસ્ટિટયૂટમા દાખલ કરવા માટેની એક અરજીને ટેકો આપવા થકી, મેસર્સ વૉલ્ટર મૅકલૅલૅન્ડ, આર ઍતકિન્સ, જે મૅકિનલી, અરદેશીર ખરશેદજી, જે હાર્ટ, જે મૅનિંગ, એચ જોન્સ, સ્ટીવનસન, વિગેરે મૅમ્બરોએ શિફારસ કરી અને તેજ વર્ષની ૧ લી ડીસેમ્બરે, એવણને તે ઇનસ્ટિટયૂટના 'ઍસોશિએટ મૅમ્બર' તરીકે ચુટી કાઢવામા આવ્યા ત્યાર પછી, કાનુનો મુજબ, ઠેરવેલી ચોકસ મુદત પછી, ૧૮૯૬ મા, એવણને તેના એક 'મૅમ્બર' તરીકે નેમવામા આવ્યા હતા, જે વીગે, વિગતવારે, આગળ જતા નોંધ લેવામા આવી છે

૧૮૭૫ મા (૨૧ મી જૅન્યુઆરીએ) મુંબાઇની યનિવર્સિટીના એક 'ફેલો' તરીકેની મનચેરજીની નેમણુક, મુંબાઇના સરકારી ગેઝેટમા જાહેર કરવામા આવી અને જ્યારે યનિવર્સિટીઓને લગતો નવો કાયદો અમલમા આવ્યો ત્યારે, એવણને, (૧૬ મી સપટેમ્બર ૧૯૦૪ ના દિને), 'ફેલો' તરીકે પાછા નેમવામા આવ્યા હતા માર્ચ ૧૮૯૮ થી અક-ટોબર ૧૯૦૬ સુધી, એવણે સિવિલ ઍનજીનીયરીંગની ફૅકલટીના એક 'સિનડિક' તરીકેનો આેધ્ધો ભોગવ્યો હતો ૧૯૦૪ મા, સિવિલ ઍનજીનીયરીંગની ફૅકલટીના એવણને 'ડીન' તરીકે ચૂટી કાઢવામા આવ્યા હતા અને તે આેધ્ધો એવણે માર્ચ ૧૯૦૪ થી ડીસેમ્બર ૧૯૦૪ સુધી ભોગવ્યો, અને પાછા, ફેબ્રુઆરી ૧૯૦૯ થી ડીસેમ્બર ૧૯૧૧ સુધી તે માટે ફરીથી ચૂટી કઢાયા હતા

જ્યારે નામદાર શેહેનશાહ એડવર્ડ સાતમા નામદાર પ્રિન્સ ઑફ



ઈ સ ૧૮૭૪ મા બધાઈ] [પાનું ૨૪

જૅનરલ ટેલીગ્રાફ ઑફિસની ઈમારતનો એક ભાગ

[ટાઈમ્સ પ્રેસ

વેલ્સ તરીકે ( ૧૮૭૫ મા ) હિન્દુસ્તાન આવ્યા, ત્યારે તેવણ થકી મુબાઇમા જે જે ધામધુમ થઇ હતી, તે માટે શેહેરને તથા ઇમારતોને સણ- ગારવાનુ કામ, કેટલેક ભાગે, મનચેરજીને હસ્તક સોપાયુ હતુ અને તે થકી મુબાઇના છાપાએ તેમજ પ્રજાએ તેઓએ બજાવેલા કામ માટે પોતાની પ્રશસા જાહેર કરી હતી એજ પ્રસગે, મુબાઇની પ્રિન્સેસ ડૉક ( ગોદી ) નો ( ૧૧ મી નવેમ્બર ૧૮૭૪ ના દિને ) મૅસૉનિક ક્રિયા સાથનો પાયો નાખવાની ક્રિયા વખ્તે નામદાર પ્રિન્સ ઑાવ વેલ્સના 'ગ્રાન્ડ વૉરડન' તરીકે કામ બજાવ્યુ હતુ.

## 'ખાનબાહાદુર' નો એલકાબ અને 'જસ્ટિસ ઑાવ ધી પીસ.'

સને ૧૮૭૭ મા ભરાએલી દિલ્હી દરબા ના પ્રસંગે, જયારે નામ- દાર માહારાણી વિકટોરીઆ 'કૈસરે હિન્દ' તરીકે જાહેર થયા, તે વેળા મન- ચેરજીને 'ખાનબાહાદુર' ના એલકાબની નવાજેશ સરકાર તર્ફથી થઇ, કે જે માટે એવણને જે સન્નદ એનાયત કરવામા આવી તેમા લખવામા આવ્યુ છે કે એ એલકાબ એવણને "અગત માન તરીકે અને નિમકહલાલ વર્તણુંક અને નોકરીના પ્રશસાની પીછાણ તરીકે" એવણને આપવામા આવ્યોછે મ્હારે અત્રે ઉમરેયુ જોઇએ કે, એ વખ્તમા, ખાનબાહાદુર નો એલકાબ કમયાબ હતો તે પછીના વર્ષમા એવણ સૂલેહના અમલ- દાર (યાને 'જસ્ટિસ ઑાવ ધી પીસ') નેમાયા (જુવો મુબાઇ સરકારનુ ગેઝેટ, ૨૨ મા જુલાઇ ૧૮૮૦)

## ઍકઝીકયૂટિવ ઍનજીનીયરના ઓધ્ધા ઉપર કામચલાઉ નેમણુંક

૨૭ મી એપ્રિલ ૧૮૭૬ ના દિને, એવણને મુબાઇ ઇલાકામા કામ ચલાઉ ઍકઝીકયૂટિવ ઍનજીનીયર નેમવામા આવ્યા અને ત્યાર પછી વળી ફરીથી પણ, મી સ્ટીવન્સ, જેવણ મુબઇના પ્રેસિડન્સી ઍકઝીકયૂટિવ ઍનજીનીયર, ( મેજર માન્ટ નામના લશકરી અમલદારની જગ્યાએ) હતા, તેવણની નોકરી જી આઇ પી રેલ્વેને સોપવામા આવ્યાથી, તેની જગ્યાએ, મનચેરજીને, ( ૨૭ મી સપટેમ્બર ૧૮૭૭ ના સરકારી ગેઝેટ મારફતે), મુબાઇ ઇલાકા માટેના કામ- ચલાઉ ઍકઝીકયૂટિવ ઍનજીનીયર નેમવામા આવ્યા, તો જો કે, તે વખ્તે, એવણ માત્ર પેહેલા વર્ગના ઍસિસ્ટન્ટ ઍનજીનીયર હતા એ

કામ ચલાઉ નેમણુક વટિક, એક હિન્દી ઍનજીનીયર માટે, માત્ર બીજી વારની, પણ એક પારસી માટે તો પહેલવેહેલીજ હતી મેજર માન્ટ વિલાયતથી પાછા ફર્યા બાદ, તેવણને કંઇ ખાસ કામ ઉપર સરકારે નેમ્યાથી, મનચેરજીને, (૧૧ મી માર્ચ ૧૮૭૮ ના સરકારી ઠેડાવ મારફતે), ઍકઝીક્યૂટિવ ઍનજીનીયરના કામ ચલાઉ ઓધ્ધા ઉપર જારી રહેવાનો હુકમ થયો હતો આગળ જણાવ્યુ છે તેમ, સાત વર્ષો સુધી, ઍસિસ્ટન્ટ ઍનજીનીયરના વર્ગમા મેલવાને સરકારે ચાલુ ના કહ્યા કર્યુ હતુ, તેના જાણે બદલા લેખે, અન્તે મનચેરજીને આ કામચલાઉ ઓધ્ધો મળેલો લેખી શકાય

## મૉલ્ટાનુ ઍકસપીડિશન.

એક છાપાએ જણાવ્યુ છે તેમ "૧૮૭૮ મા, લૉર્ડ બીકન્સફીલ્ડ માત્ર એક શબ્દ ઉચારે તો રશીયા સાથ લડાઇનુ જગ જાગવાનો કટોકટ મામલો ઉભો થયો હતો, તે વેળા કેટલુએક લશ્કર મૉલ્ટાની ઍકસ્પીડિશન (ચઢાઇ) માટે સરકારને જે મોકલવુ પડ્યુ હતુ, તે થકી આગબોટો વિગેરેની સામગ્રી તૈયાર કરવાનુ કામ, જેકે સરકારી ગોદીના અમલદારોનુ હતુ, છતા તે કામ ઘણુજ ઉતાવળનુ અને તાકિદનુ હોવાના સબબે, તેમાની કેટલીએક સ્ટીમરો તૈયાર કરવાનુ કામ મનચેરજીને [તથા કૅપટન હેડન નામના અમલદારને] હસ્તક સોપવામા આવ્યુ, એ કામ ઘણીક મેહેનત અને ઝડપથી, એવણે બજાવી આપ્યુ તેના બદલામા કર્નલ મૅરીમૅન (લશ્કરના એક રોયલ ઍનજીનીયર,) કે જેવણ તે વખ્તે, સરકારના ચીફ ઍનજીનીયર તથા સેક્રેટરી હતા, તેવણે એક પત્ર મનચેરજી ઉપર લખી ઉપકાર જાહેર કર્યો" તેમજ વળી, સરકારે પણ, મિલિટરી ખાતા તર્ફથી (તા ૪થી મે ૧૮૭૮ ના દિવસે) બાહેર પાડેલો પત્ર નીચે પ્રમાણે લખી વાળ્યો "જણાવવાનો મ્હને હુકમ થયો છે કે, જે લશ્કર થોડુક ઉપર દર્યા પાર મોકલવામા આવ્યુ હતુ, તેના સબધમા કૅપટન હેડન અને ખાનબાહાદુર મનચેરજી કાવસજી મર્ઝબાને જે કિમતી મદદ આપી હતી તે માટે, સરકાર પોતાનો ખરા દિલનો ઉપકાર એ બન્ને અમલદારોને જાહેર કરવાની તહમોને એલનેમાસ કરવાનો મ્હને સરકાર તર્ફથી આએશ થઇ છે"



[ પાનું ૨૯

**ઍલેક્ઝાન્ડ્રા નેટિવ ગર્લ્સ ઈંગ્લિશ ઈન્સ્ટિટ્યૂશન**

(મનચેરજી ના મકાનના નકશા ઉપરથી [ ટાઈમ્સ પ્રેસ

ઈ૦ સ૦ ૧૮૮૧ માં બંધાઈ।

## અફ્ગાનિસ્તાન માટેનું ઍકસપીડિશન.

ત્યાર બાદ (૧૦ મી ફેબ્રુઆરી ૧૮૭૯ ના દિને) મુંબાઇના ગવર્નર, સર રિચર્ડ ટૅમ્પલ તર્ફથી કર્નલ મૅરીમૅન ઉપર એક તાર આવ્યો, જે મધે જણાવવામા આવ્યું હતુ કે પાચસો ગાડા વેચાતા લઇને, કે નહિ તો બનાવીને, આઠ દિવસની મૂદ્દતની અન્દર સિન્ધ ખાતે, અફ્ગાનિસ્તાનની ચઢાઇ (ઍકસ્પીડિશન) ના સબધમા, તાકિદે રવાના કરી દેવા એ થકી ઘણી મેહેનત લઇને, બાંધેલી મૂદ્દતની અન્દર, એ ૫૦૦ ગાડા (બનાવીને તેમજ થોડાક વેચાતા લઇને), મનચેરજીએ મોકલી આપ્યા, અને તે થકી સર રિચર્ડ ટૅમ્પલ, (કે જેવણ એ વખ્તે સિન્ધમાજ પોતાની છાવણી નાખી રહેલા હતા તેવણે), મનચેરજી ઉપર એક ઉપકાર દર્શક સદેશો તાર મારફત મોકલી આપ્યો

## ચોથી ગ્રેડમાં કામ ચલાઉ ઍકઝીકયૂટિવ ઍનજીનીયર તરીકેની નેમણુંક.

જોકે મનચેરજીની નેમણુક, જ્યારે ઇલાકાના ઍકઝીકયૂટિવ ઍનજીનીયર તરીકે થઇ હતી, તે વખ્તે એવણ માત્ર ઍસિસ્ટન્ટના વર્ગ (ગ્રેડ) મા હતા, અને ૨૨ મી એપ્રિલ ૧૮૭૯ માં, એક સરકારી ઠેડાવ મારફત, એવણને (૧૫ મી એપ્રિલથી), ચોથા વર્ગમા, કામ ચલાઉ ઍકઝિકયૂટિવ ઍનજીનીયર તરીકે નેમવામા આવ્યા એ નેમણુકથી એઓથી વધારે લાબી મૂદ્દતની નોકરીવાલા બે અમલદારો મનચેરજીની પાછળ પડી ગયા હતા જ્યારે મનચેરજીની એ નેમણુક થઇ ત્યારે, મુબાઇ ઇલાકાના ઉત્તર વિભાગના સૂપ્રિનટેન્ડિગ ઍનજીનીયરે એક પત્ર સરકારમા (૫ મી ઑગસ્ટે) લખી ભલામણ કરી કે ઇલાકાના પ્રૅસિડન્સી ઍકઝીકયૂટિવ ઍનજીનીયરના ઓધ્ધા ઉપર મનચેરજી, આજ તૂલીક, માત્ર કામ ચલાઉ (ઍકટિગ) તરીકે કામ કરતા ગ્યા છે, તે ઓધ્ધા ઉપર હવે એવણને કાયમ કરવા, પણ એ ભલામણના જવાબમા, સરકારે તો લખી વાલ્યુ કે "ખાન બાહાદુર એમ સી મર્ઝબાને જુદા જુદા પ્રસગોએ જે ઘણીજ ઉત્તમ સેવા બજાવીછે તે સબધી સરકાર પુરે પુરી વાકેફ છે, પણ ઍકઝીકયૂટિવ ઍનજીનીયરના ચોથા વર્ગમા એ અમલદારની કાયમની નેમણુક થાય

નહિ, ત્યા સૂધી એઓના હાલના ઓદ્ધા ઉપર એવણને કાયમ કરી શકાતા નથી તે માટે સરકાર દલગીર છે "

## મ્યૂનિસિપલ કૉરપોરેશનના મૅમ્બર.

૧૮૮૦ મા, મનચેરજીને મુબાઇની મ્યુનિસિપલ કૉરપોરેશનના એક મૅમ્બર ( કર ભરનારાઓ તર્ફથી ) ચુટી કાઢવામા આવ્યા હતા.

## 'ગૂલસ્તાન' મકાંન માટેની જમીન.

મનચેરજીએ સરકારને એક અરજી, ( તા ૭ મી ફેબ્રુઆરી ૧૮૮૧ ના દિને, ) કરી કે કોટના મૈદાનમા જમીનનો એક ટુકડો, (જેની ઉપર હાલનુ એઓનુ 'ગૂલસ્તાન' મકાન છે તે ) એવણને વેચાતો આપવો. કે જેથી ઑફિસની અને બીજી ઇમારતોની નજદિકમાજ રહેઠાણ હોવાથી, ફાયદો અને સગવડ થાય તેના જવાબમા સરકારે લખ્યુ કે એક ચોરસ વારના રૂપ્યા ૨૫) ના ભાવે એ જગ્યા એવણને આપવામા આવશે, પણ સરકાર એક કરાર એવો કરવા માગતી હતી, કે જ્યારે પણ મનચેરજી કે તેવણના વારેસો એ જમીન ઉપર બાધેલી ઇમારત વેચવા માગે ત્યારે તે ખરીદ કરવાને સરકારને પેહેલો હક રહે પણ મનચેરજીએ એવા કરાર સાથ જમીન વેચાતી લેવાની ના કહિ જેથી આખરે, એ બોલી સરકારે પાછી ખેચી લીધી, અને એક ચોરસ વારના રૂપ્યા ૨૦ લેખે, એ જમીન મનચેરજીને વેચવામા આવી એ જગ્યા ( કુલે ચોરસ વાર ૪૯૮ ⅞ ) ની કિમત એવણે સરકારને ભરી હતી, અને બગલાની આસપાસની, બાગ માટેની આસરે એક હજાર વારની જમીન એવણને, કઇ પણ દામ વિના, સરકારે આપી, એ જમીન ઉપર બધાએલા મકાન 'ગૂલસ્તાન,' (કે જે નામ એવણના ધણીઆણી ગુલબાઇના નામ ઉપરથી આપવામા આવેલુ છે તેનુ ) મહુર્ત તા ૧૬ મી અક્ટોબર ૧૮૮૪ ના દિને કરવામા આવ્યુ

## એક શિફારસ પત્ર.

ઉપલી જમીન સરકાર પાસેથી માગવામા આવી ત્યારે, તેના સબધમ એવણના વડા સ્યૂપ્રિટેન્ડિગ ઍનજીનીયર, કર્નલ મૉનસલે,

નીચે પ્રમાણે, (૧૪ મી ડીસેમ્બર ૧૮૮૩ ના દિને), સરકારને જે શિફારસ લખી હતી તે ઉતારી લેવા યોગ્ય છે

"ઉત્તર વિભાગના સ્યૂપ્રિન્ટેન્ડિગ ઍનજીનીયર એવી સૂચના કરવા ઇચ્છે છે કે મી મર્ઝબાને જે સેવાઓ સરકારની બજાવી છે, અને જે વિષે સરકારે ઘણાક પ્રસગોએ નોધ લીધીછે, તેની કદર બૂજવાની એક સગીન ઇધાની તરીકે, જે જમીન મી મર્ઝબાન વેચાતી લેવા માગે છે તે તેવણને, કઇ પણ તેની કિંમત લીધા વિગર, કે યાતો માત્ર કઇ નામના દામ બદલ આપવી મી મર્ઝબાનનો મુબાઇ સાથનો સબધ ઘણાક વર્ષોનો છે મૈદાન માહેલી લગભગ બધી જાહેર ઇમારતો ખુદ એવણની દેખરેખ હેઠળ બધાએલી છે અને કેટલીક સૂદર ઇમારતોના નક્ષા વગીક એવણના પોતાનાજ છે થોડાક વખત ઉપર નામદાર ડ્યૂક ઑફ કોનૉટે જે ઇમારત માટે પાયો નાખવાની ક્રિયા કરી હતી, તે સુવાવડ માટેની હૉસપિતલનો નક્ષો, તેમજ સરકારી સૅનત્રલ છાપખાનાની ઇમારતનો નક્ષો પણ મી મર્ઝબાનને હાથે તૈયાર થયો હતો એ નામદાર ડ્યૂકને ઘણા માન સાથ આવકાર આપવાની સર્વ ગોઠવણ અને સામગ્રી સબધી સર્વ બોજો મી મર્ઝબાનને હસ્તક હતો, અને તેના સબધનુ જે સતોષકારક પરિણામ આવ્યુ, તે થકી જાહેર છાપાએ તેમજ સરકારે પણ પોતાની પ્રસન્નતા બતાવી હતી મી મર્ઝબાને બજાવેલી સેવાઓની કઇ સગીન અને ઘટિત પીછાણ કરવા થકી, તે સર્વ વારવાર સરકારના ધ્યાન ઉપર લાવવામા આવ્યુ છે માત્ર એક સાધારણ રીતે,—એટલેકે એવણના ખાતામા એવણને આગળ વધારીને,—તેવી પીછાણ થઇ શકે એ નહિ બનવા જોગ જણાયુ છે અને હવે તો એવુ પણ, કદાચને, થશે કે જે સરકારી નવા કાનુનો બહાર પાડવામા આવનાર છે, તેની રૂહે પૅનશન માટેની એવણની નોકરીની મૂદ્દત ટુકી થવાથી, એવણને પોતાને તેમજ સરકારને પણ ગેરફાયદો થાય હાલમા, મી મર્ઝબાનને એવણની સવાઓની પીછાણ બદલ, ઇનામ આપવાની એક તક છે,—કે જે સેવાઓ, સરકારે કેટલી બધી વખ્તે, પોતાના સતોષ સહિત, દફતરો ઉપર નોધીછે, અને તેથીજ ઉત્તર વિભાગના સૂપ્રિન્ટેન્ડિંગ ઍનજીનીયર ઘણાજ ખુશી થશે કે, એવા એક લાયક સરકારી અમલદારને, તેને ઘટતુ કઇ ઇનામ કે બદલો મેળવી આપવામા સૂપ્રિન્ટેન્ડિગ ઍનજીનીયરનો હાથ હતો"

## મિસર દેશ સંબધી લશ્કરી તૈયારીઓ.

૧૮૮૨ ના અકટોબરમા, ઇજીપશિયન ઍકસપીડિશન થકી, લશ્કર મોકલ્યું હતુ, તે લઇ જવા માટેના દર્યાઇ બારકમો તૈયાર કરવાનું કામ મનચેરજીને સોપવામા આવ્યુ હતુ, અને તે માટે મનચેરજીએ સરકારને જે રીપોર્ટ કર્યો તે સરકારને મોકલાવી આપતા, તેમના સ્યુપ્રિન્ટેન્ડિગ ઍનજીનીયર, જૅનરલ ફુલરે, નીચે પ્રમાણે લખાણ કર્યુ

"જેમ બીજા પ્રસગો ઉપર, તેમજ આ વખતે પણ, ખાન બાહાદુર એમ. સી મર્ઝબાને, પોતાની જાતિ મેહેનત, ચલાકી, અને કારોબાર કરવાની હિકમતથી જૅનરલ ફુલરનો, એવણ માટેનો, વિચાર ખરો પાડી આપ્યોછે, કે જે વિચારને લીધે તો જૅનરલ ફુલરે મી મર્ઝબાનને ઍકઝીકયુટિવ ઍનજીનીયરનો ઓધ્ધો આપવા થકી સરકારને સલાહ આપી હતી જૅનરલ ફુલરનો એવો પણ અભિપ્રાય છે કે કારોબાર કરવાની એવણની કુશળતા એવી તો ઉત્તમ પ્રકારની છે, કે કોઇ પણ સિવિલ ખાતામા જો એવણને સરકાર નેમવા ઇચ્છે તો ત્યા જરૂર એવણ પ્રકાશી નિકળશે"

એ લખાણના પ્રતિ ઉત્તરમા, સરકારે પોતાના (૧૩ મી સપટેમ્બર ૧૮૮૨ ના) ઠેડાવમા, મનચેરજીએ ઉપલા "ઍકસપીડિશનના સંબધમા લીધેલા શ્રમ માટે, પોતાનો ઉપકાર એઓને જાહેર કરવાનો" હુકમ બાહેર પાડ્યો હતો

## માહિમના કિનારાની ધોવાઇ જતી જમીન સબધી બાંધકામ.

૧૮૮૩ મા, માહિમનો કિનારો, દર્યાવના પાણીથી ઘણો ધોવાઇ જતો હોવાથી અને તેને લીધે હજારો એકર જમીન ધોવાઇ જવા લાગવાથી, તે બાબદ ઉપર સરકારે મનચેરજીનો રીપોર્ટ માગ્યો એ રીપોર્ટ એવણે વિસ્તારીને કર્યો, તે મધે ઘણીએક સૂચનાઓ લખી મોકલી, જે સરકારે બહાલ તો રાખી, પણ તૂર્ત વેળા, ખર્ચના બચાવ અર્થે, માત્ર પત્થરાનુ 'પિચિગ' કરી લઇને (ધક્કો બાંધીને) જમીન વધુ ધોવાતી અટકાવવાનો ઉપાય કારગત લગાડી, કઇ પણ મોટા પાયાનુ બીજુ કામ કરવાનુ મોકૂફ રાખવામા આવ્યુ એ બાબદમા પણ સરકારે પોતાના (તા ૮ મી માર્ચ ૧૮૮૩ ના નમબર ૧૬૭ વાલા એક ઠેડાવમા, મન-



ઈ૦ સ૦ ૧૮૮૪ મા બ ધાયુ ]

[ પાનુ ૩૦.

**“ ગલસ્તાન,”**

કોટ, મેદાન

[ ટાઈમ્સ પ્રેસ

ચેરજી એ "જે સભાળ ભરી રીતે એ બાબદ હાથ ધરી હતી," તે માટે તેમનો ઉપકાર લખી મોકલ્યો હતો. ૧૮૮૩ મા (૧૦ મી મે એ) એવણુને એકવાર ફરીથી સરકારના આરકિટેકચરલ ઍનજીનીયર અને સરવેયર તરીકે, એઓના ચાલુ ઓદ્ધા ઉપરાત, નેમવામા આવ્યા હતા

## વડા અમલદારોની વધુ શિફારસ.

૧૮૮૨-૮૩ ના સરકારી વર્ષમા ઉત્તર વિભાગના સ્યુપ્રિન્ટેન્ડિગ ઍનજીનીયરના સક્ષેપ રીપોર્ટની એક નકલ, મનચેરજીની જાણ માટે, મોકલી આપવામા આવી હતી, તેમા નીચે મૂજબ લખાયુ હતુ

"મી મનચેરજી સી મર્ઝબાને જે કિમતી સેવાઓ બજાવી છે, તેની માહિતી સરકારને પુરેપુરી થયલી છે છેલ્લા થોડા વર્ષો દર્મ્યાન, એવણુના હાથમા જે જે બાધકામો વિગેરે મેલવામા આવેલા છે, તે રફતે રફતે બહોળા વિસ્તારના અને અગત્યના થઇ પડ્યા છે એ બોજો થોડો ઘણો ઓછો કરવા થકી, મે એવણુ પાસેના ન્હાના, ફટકળ, કામો કમતી કર્યા છે, જેવા કે લસ્કરી મકાનોનો અખત્યાર, અને આશા છે કે, હવે પછીથી, એક કૃષળ મદદનીશ એવણુને હસ્તક સોપી શકીશ એ બધુ છતા, આખા પૂર્વ હિન્દસ્તાનમા નહિ પણ હોય, તોયે ઉત્તર વિભાગમા તો એવણુને હસ્તકના કામો ઘણાજ અગત્યના છે, તે છતા એવણુને હાલમા મળતો પગાર, અને આગળ જતે શુ થશે તે વિષેનુ અચોકસપણુ, એ બધુ, એવણે બજાવેલી નોકરીસાથ સરખાવતા, તદનજ કઇ નહિ જેવુ છે, અને તેથીજ, એવણુના સબધની હકિકત સરકારનુ ખરેખરજ ખાસ ધ્યાન પુગાડવા જોગ લેખીને, તે ખાસ રીતે હુ રજુ કરૂછુ જાતી અનૂભવથી મેલવેલુ એવણુનુ જ્ઞાન, અને મુંબાઇ શેહેર સબધી એવણુની કિમતી માહિતી,—એ સર્વ ઉપરાત, એવણુનુ શિલ્પશાસ્ત્રી તરીકેનુ જ્ઞાન કઇ જેવા તેવા પ્રકારનુ નથી"

## અન્તે મળેલો યોગ્ય બદલો.

આ વેળા, ઉપલા લખાણુના પરીણામે, તા ૧૨ મી ફેબ્રુઆરી ૧૮૮૪ ના સરકારી ઠેડાવમા, અન્તે મનચેરજીને ચોથી ગ્રેડના ઍકઝીક્યૂટિવ ઍનજીનીયરની પાયરીએ (કાયમને માટે) ચઢાવવામા આવ્યા. અને તે

સપ્પે, ઇલાકાના ઍક્ઝીક્યુટિવ ઍન્જીનીયરના જે ઓધ્ધા ઉપર એવણ માત્ર ‘ કામ ચલાઉ ’ તરીકે કેટલાએક વર્ષો સુધી હતા, તે ઓધ્ધામા પણ એવણની કાયમની નેમણુક કરવામા આવી અને બીજુ એકજ વધુ વર્ષ પુરૂં થયુ કે ( ૨૧ મી ફેબ્રુઆરી ૧૮૮૫ એ ) એવણને ત્રીજી ગ્રેડના ઍક્ઝીક્યુટિવ ઍનજીનીયરની પાયરીએ મેનવામા આવ્યા

## મુંબાઇની યુનિવર્સિટી અને રાજાબાઇ ટાવર

પુરૂ થવા પછી તેનુ મોટુ ધડીઆળ અને તેમા વાગતા ઘટો અને વ ટરડીઓ વિગેરે તેઓની જગ્યાએ ગોઠવવાનુ કામ મનચેરજીને આપવામા આવ્યુ એ કામ કઇ નહાનુ જેવુ નહિ હતું કારણકે, તેમા ૧૬ ઘટો ગોઠવવાના હતા, જેમાના મોટામા મોટા ઘટનુ વજન ત્રણ ટન જેટલુ હતુ અને બધા ઘટોને તે ટાવરને મથાળે, ૧૭૫ ફીટની ઉન્ચાઇએ, લઇ જવાનુ હતું એ કામ પાર ઉતર્યુ તે સબધી ( ૮ મી જુન ૧૮૮૩ ની તારીખના એક સરકારી ઠેડાવમા ) લખવામા આવ્યુ છે કે

“ ઇમારતને કે સચાકામન જરાપણ અલવળ કે નકશાન આવવા દિધા વિગર, એટલી મોટી ઉચાઇએ ચહાની લઇ જઇને, વડિયાળમા તેની જગ્યાએ ગોઠવી આપવાનુ કામ ખાન બાહાદુર મનચેરજી કાવસજી મર્ઝબાનને માટે શાબાશી ભર્યુ છ ”

## મુબાઇમાં ૧૮૮૭ માં ભરવા ધારેલાં પ્રદર્શન સંબંધી ગોઠવણ

કરવા થરી મુબાઇના મ્યનિસિપલ કમિશનર અને મેજર પૉર્ટમૅનની સાથે સાથ મનચેરજીને, એક મોટી અને વગવાળી કમિટી ( ૧૮૮૪ મા ) ગોઠવવામા આવી હતી, તેમા નેમવામા આવ્યા, , એજ વખતે, કલકત્તામા એક ઍક્ઝિબિશન ( પ્રદર્શન ) ભરવામા આવેલુ હતુ તે, સરકારના ખર્ચે, જાતે જઇને જોઇ આવવા, મનચેરજીને કહેવામા આવ્યુ, જે જોઇ આવ્યા પછી એવણે ( ૨૯ મી એપ્રિલ ૧૮૮૪ ના દિને ) એક રીપાર્ટ લખી મોકલ્યો પણ મુબાઇમા ભરવા ધારેલુ આ મોટુ ઍક્ઝિબિશન અન્તે તો નહિજ થયુ

## વાઇસરૉય તર્ફનું પત્ર

નામદાર ડ્યૂક ઑફ કોનૉટ ‘ દિલ્હી દરબાર ’ વેળા મુબાઇ પધાર્યા,



સર કાવસજી જેહાંગીર રેડીમની નાઈટ ની [પાનુ ૩૨

એલફિનસ્ટન કૉલેજ અને સરકારી દફતરો માટેની ઈમારત

(૭ મે ૧૮૮૯ માં બંધાઈ) [ટાઈમ્સ પ્રેસ

તે પ્રસગે મનચેરજીને જે કામ સોંપવામા આવ્યુ તેના સબધમા, તે વેળાના નામદાર વાઇસરૉયના હુકમથી, નીચે મૂજબનુ લખાણ મનચેરજી ઉપર મોકલવામા આવ્યુ

"વાઇસરૉયની છાવણી

દિલ્હી, તારીખ ૧૭ મી નવૅમ્બર ૧૮૮૪

મ્હારા વ્હાલા સાહેબ, જત—નામદાર વાઇસરૉયે ત્હમોને જણાવવાની મ્હને ફરમાયશ કરી છે કે નામદાર ડ્યૂક ઑફ કોનૉટના સબધના હિગામ માટે જે ફન્ડ એકઠુ કરવામા આવ્યુ હતુ, તેની વ્યવસ્થાને લગતો તેના ઑનરરી સૅક્રેટરીઓનો રીપૉર્ટ નામદાર વાઇસરૉય ઉપર મોકલી આપવામા આવ્યો છે, તેમા એ નામદારે વાચ્યુ છે, અને તેથી ઘણાજ સતોષ સાથ એઓએ જાણ્યુ છે, કે તે શાહજાદાના આવકાર માટેની ગોઠવણોમા ત્હમોએ એક ઘણો સારો ભાગ લીધો હતો આ રીપૉર્ટની નકલ, નામદાર મહારાણી સાહેબ સનમૂખ રજુ કરવા થકી, મોકલવામા આવી છે, અને નામદાર વાઇસરૉય બિશક માને છે કે પોતાના પૂત્રને યોગ્ય આવકાર આપવા માટે જે જેહમત ઉઠાવી લેવામા આવી હતી તે થકી નામદાર શહેનશાહ-બાનુ કદર બૂજશે

લા ત્હમારો ટી

(સહિ) એચ ડબ્લયુ. પ્રિમરોઝ."

## લૉર્ડ રિપનની હિન્દૂસ્તાનમાંથી વિદાયગિરી.

હિન્દૂસ્તાનનો માનવન્ત અને અતિ લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ રિપન, જ્યારે આ દેશને છેલ્લી સલામ કરતો કરતો મુબાઇ આવ્યો, ત્યારે ત્હેની વિદાયગિરી માટેના જે ૬૦૦ થી ૭૦૦ માનપત્રો, મુબાઇના ટાઉન હૉલ મધે, આપવામા આવ્યા હતા, તેને લગતી ગોઠવણો કરવા સ્થાનિક સરકારે પોતાના સૅક્રેટરી મી જૉન ન્યૂજન્ટ અને મનચેરજીની એક કમિટી નેમી હતી એ પ્રસગે, શેહેરને સણગારવાનુ કામ મનચેરજીને હસ્તક મેલવામા આવ્યુ હતુ આ મૂલકનો કિનારા છોડવાની સેહજજ અગાઉ, લૉર્ડ રિપને જેજે ગ્રહસ્થોને પોતાની પાસે,—તેઓ સર્વેએ જે

લાગણીભરી છેલ્લી સલામ કરવા થકીના પુગળામાટે લીધેલા ભારે શ્રમ સબંધી પોતાનો, દિલસોજી ભર્યો, ઉપકાર જાહેર કરવા,—બોલાવ્યા હતા, તેમા મનચેરજી પણ હતા

## નામદાર ડયૂક ઑવ કોનૉટનું પત્ર.

નામદાર ડયૂક ઑવ કોનૉટને, ફ્રિમેસનરી સબંધી 'ડિસ્ટ્રિક્ટ ગ્રાન્ડ માસ્તર' ની પદવી એનાયત કરવાની, જે ક્રિયા, વાલકેશ્વરના સરકારી મહેલમા (૧૮૭૫ ના વર્ષમા) કરવામા આવી હતી, તેના સબંધમા મનચેરજીએ જે સણગાર વિગેરેનુ કામ કીધુ હતુ, તે માટે, તે નામદારે એવણ સાથ વાતચિત દર્મ્યાન પોતાની પ્રશસા જાહેર કરવાની તક હાથ ધરી અને પાછળથી, એક આલબમ એવણે તે શાહજાદાને ભેટ તરીકે નજર કરી હતી, તેની પહોચ સ્વિકારતા, તેઓએ પોતાના હાથે નીચલુ પત્ર મનચેરજીને લખી મોકલ્યુ, તે અત્રે ઉતારી લવાનું મ્હારૂ મન મારી શકતો નથી —

'ઑસબૉર્ન' ( મેહેલ )

૧૭ મી જૅન્યૂઍરી ૧૮૯૧

વ્હાલા મી મર્ઝબાન,—તહમારી તર્ફથી હમણાજ મ્હને, હિન્દી કારીગરીની એક સુદર આલબમ મળીછે, તે થકી તહમારો ઉપકાર માનુ છુ હુ એ ભેટથી તેમજ તે મધેના ફોટોગ્રાફો થકી પણ ઘણોજ ઘણો ખુશી થયો છઉ,—કે જે ફોટોગ્રાફો જોતા, મુબાઇ મધેના મ્હારા વસવાટની મ્હારી યાદ પાછી તાજી થઇ છે તમોએ મ્હને જે મનોહર ભેટ મોકલી આપીછે તેની હુ કેટલી કદર બુજુછુ તેની એક નજીવી યાદગીરી તરીકે, આ કાગળ સાથે, મ્હારો એક ફોટોગ્રાફ તહમારે થકી બીડુ છુ આ પત્ર તહમોને મળતી વેળા, તહમો તથા તહમારૂ આખુ કદૂબ સારી તદુરસ્તી સાથ હશો એવી આશા દર્શાવવા સાથ,

હુ છુ

તહમારો વાસ્તવિક

( સહિ ) **આરથર**



[પાનુ ૩૪

**સેઠ પેસ્તનજી હોરમસજી કામાની (સ્ત્રીઓ અને બાળકો માટેની હૉસ્પિટલની) ઈમારત**

(મનચેરજી રા. મર્ઝબાનના નક્શા ઉપરથી ઈ૦ સ૦ ૧૮૮૯ મા બંધાઈ)

[ટાઇમ્સ પ્રેસ

## વધુ નેકણુંકો.

૧૮૮૫ મા, મુબાઇના મ્યુનિસિપલ કમિશનરની ભલામણુ ઉપરથી એક કમિટી નેમવામા આવી હતી, એ કારણુ થકી કે કલાર્ક રોડમા આવેલી ગટરોમાથી નિકળતી ઝેહેરી હવાને લીધે મરણુ નિપજયા હતા તના સબધમા તપાસ ચલાવવી એ કમિટીમા મનચેરજીને નેમવામા આવ્યા હતા

સરકારના આરકિટેકચરલ ઍકઝીક્યુટિવ ઍનજીનીયર અને સર્વેયરની જગ્યાએ, ૭ માસની મૂદ્દત માટે મનચેરજીને સરકારે, (તા ૨૪ મી જુલાઇ ૧૮૮૫ નો એક ઠેડાવ બહાર પાડી), નેમ્યા હતા આ કામ-ચલાઉ નેમણુક, એવણુના પોતાના કાયમના (ઍકઝીકયુટિવ ઍનજીયરના) ઓહ્દા ઉપરાત કરવામા આવી હતી જો કે આ નેમણુક માત્ર 'કામ-ચલાઉ' હતી, તોયે, પહેલ વહેલીજ વાર, એક હિન્દી અમલદારની તે નેમણુક કરવામા આવેલી હતી એજ ઓહ્દાનુ કામ બજાવવા વકી, ત્યારબાદ, મનચેરજીને એકથી વધુ વેળા, સરકારે, વખ્તે વખ્ત, નેમ્યા હતા તે અત્રેજ નોધી લેવાની જરૂર છે

## સિવિલ ઍનજીનીયરો માટેની ઈનસ્ટિટયૂટના મૅમ્બર.

લન્ડન મધે, 'ઇનસ્ટિટયટ આફ સિવિલ ઍનજીનીયર્સ' ને નામે જાણીતી મડળી છે, તેના 'ઍસોશીએટ મૅમ્બર' તરીકે મનચેરજી ૧૮૭૪ ના વર્ષમા ચૂટી કઢાયા હતા, તેની નોધ વાચી ગયા છીયે, પણુ તેથી ચઢતા વર્ગમા 'મૅમ્બર' તરીકે હવે નેમવા માટે, કાનુનો મુજબના જરૂર્યાત, ભલામણુ પત્ર ઉપર નીચલા ગ્રહસ્થોએ પોતાની સહી આપી હતી

મૅસર્સ એ ફોર્ડ, એચ પૅલિસર, આર પ્રૉકતર સિમ્સ, જે ફરગયસન, જે સ્લીતર, નવરોઝજી એન વહાડીયા, જગન્નાથ સદાશીવજી, સી બર્ક, ઍફ કરબી, ઇ કૅગેલ, ડબ્લ્યુ હાવર્ડ, અસ જૅકસન, એચ સદાશીવજી, જે હયસન, ઍસ કુક, અને ટી ઍનડરસન અને એ ભલામણુ મૂજબ, મનચેરજીને, (૨૯ મી જૅન્યુઅૅરી ૧૮૯૬ એ), એક 'મૅમ્બર' નેમવામા આવ્યા હતા

## એલ્ફિનસ્ટન કૉલેજ માટે (કોટની) ઇમારત.

સરકારના સૅનત્રલ (છાપવાના) પ્રેસ માટે ઇમારતના નક્શા મનચેરજીને હાથે તૈયાર થવા પછીથી, તેજ ઇમારતમા સરકારી દફતરો રાખવા માટે વધારાની જગ્યાની ગોઠવણ સાથના નવા નક્શા તૈયાર થવા બાદ, તે નક્શાઓને અનુસરીને જે ઇમારત બાધવાનો ઇરાદો રાખવામા આવ્યો હતો તે ઇરાદો, પાછળથી, પડતો મેળીને, એક વધુ મજળાની ગોઠવણ કરીને, તે ઇમારતમા ઍલફિનસ્ટન કૉલેજ અને સરકારી દફતરો રાખવા માટે બીજા નક્શાઓ બનાવવામા આવ્યા આ ઇમારતમા જે સગેમરમરની (જેમ બીજી બધી સરકારી ઇમારતોમા મુકાઇ છે તેવી એક) તખ્તિ ઉપર લખવામા આવ્યુ છે કે "આએ ઇમારત અસલમા તો સરકારી સૅન્ત્રલ છાપખાના માટે તયાર કરવામા આવી હતી, પણ પાછળથી તેમા સરકારી દફતરો રાખવાની જગ્યા માટે તેના વિસ્તારમા વધારો કરી, તે ઇમારત (સરકારના હોકમથી) ઍલ્ફિનસ્ટન કૉલેજ અને સરકારી દફતરોની ઑફિસ તરીકે વપરાસમા લવામા આવી છે,—આ કૉલેજ અસલમા તો ચિંચપોગલી ખાતે એક બીજીજ ઇમારતમા હતી, અને તે ઇમારત બાધવાના ખરચને પેટે મરહુમ સર કાવસજી જેહાગીર રેડીમની, નાઇટ, સી એસ આઇ એ, રૂપયા લાખ બે બતીસ આપ્યા હતા, અને એ ગ્રહસ્થની એ ઉદારતા માટે, સરકારની ખુશીથી, તે કૉલેજની આ નવી ઇમારતને ધી કાવસજી જહાગીર રેડીમની બિલડિગનુ નામ આપવામા આવ્યુ છે"— ઇત્યાદિ લેખ કોતરવામા આવ્યોછે પણ તે લેખમા (જેમ બીજી સરકારી ઇમારતોની તખ્તિઓ ઉપર કોતરવામા આવ્યુ છે તેમ) આ ઇમારતના શિલ્પશાસ્ત્રીઓના નામો પડતા મળવામા આવ્યા છે મનચેરજીએ જે નક્શા, અસલ ઇમારત માટે પહેલ વેહેલા તેયાર કર્યા હતા અને પાછળથી તેમા એક મજળો વધારવા મી ઍદમ્સ નામના સરકારી આરકિટેક્ટે તે મજળાનો નક્શા તેયાર કર્યા હતો તેના સબધમા એક સરકારી ઠરાવ (૨૦ મી મે ૧૮૮૬ ના દિને નિચે મુજબ બાહાર પાડવામા આવ્યો હતો

"મી ઍદમ્સે જે નક્શા તૈયાર કર્યા છે તે સરકાર મન્જૂર રાખેછે, અને મી મર્ઝબાને જે નવા સુધારેલા નક્શાઓ મોકલી આપ્યાછે તેના સબધમા સરકાર પોતાનો નીચલો અભિપ્રાય નોધે છે, કે જે નક્શાઓ ઉપરથી સૅનટ્રલ પ્રેસની ઇમારતના નિચલા ભાગથી તે છેક પેહેલા

મજલાના ઉપરના ભાગ સુધીનુ આખુ મકાન અત્યાર અગાઉનુ બંધાઇ તૈયાર થયુ છે ઍકઝીકયૂટિવ ઍનજીનીયર, પ્રેસીડન્સી, (મી મર્ઝબાનને) માહિત કરવા કે એવણુના નક્ષાઓની ખુબીની સરકાર પુરેપુરી પીછાણુ કરેછે. પણ ઘણો લાબો વિચાર કર્યા બાદ, સરકાર એવા ઠેડાવ ઉપર આવી છે કે મી અદમ્સનો નંબર ૪ વાળો નક્ષો સામાન્ય રીતે કારગત લાગે એવો હોવાથી તે વધુ કામ આવશે અસલ નક્ષાઓ થકી જેજે વાધા ઉભા થયા હતા તે ટાળવી કાઢવાના ઇરાદાથી જે સુધારેલા નક્ષા મી મર્ઝબાને તૈયાર કર્યા હતા, તે થકીની એવણુની કાળજી માટે સરકાર પુરેપુરી વાકેફ થઇ છે સરકારની ખાતરી છે કે મી મર્ઝબાન જેમ આજસુધી કરતા આવ્યા છે તેવીજ રીતે, જેમ બીજા ભારે કામો માટે કરતા રહ્યા છે, તેમજ આ કામ થકી પણ પોતાની અગત્યની ફર્જો બજાવવાનુ ચાલુ રાખશે"

## યૂનિવર્સિટીના એક પરિક્ષક તરીકેની નેમણુંક

'ઍલ સી ઇ' ને લગતી ઍનજીનીયરોના ધધા માટેની દીગ્રીની પહેલી પરિક્ષા થકી ઍનજીનીયરીંગ બાબદો માટેના પરિક્ષક તરીકે, મનચેરજીને (૧૭ મી ઑગસ્ટ ૧૮૮૫ ના દિને), મુબાઇની યૂનિવર્સિટી તર્ફથી નેમવામા આવ્યા હતા અને એજ રીતે, એજ કારણુસર ૧૮૮૬ થી ૧૮૯૦ સુધી એવણુની નેમણુક, વર્ષો વર્ષ, થતી આવી હતી

## મુંબાઈની યૂરોપીયન જૅનરલ હૅાસ્પિટલ માટેનાં નવાં મકાંનની યોજના

હાથ ધરવામા આવતા, સરકારે (૧ લી મે ૧૮૮૬ ના દિને) તેના સબધમા વિવિધ સૂચનાઓ કરવા થકી એક કમિટી નેમી, તેમા મનચેરજી સહિત નીચલા અમલદારોને નેમવામા આવ્યા હતા ઇલાકાના સરજીયન જૅનરલ (કમિટીના પ્રમૂખ તરીકે), સૅનિટરી કમિશનર, ગ્રાન્ટ મેડિકલ કૉલેજના પ્રિનસિપલ, ગોકળદાસ તેજપાળ હૅાસ્પિટલના વડા સરજીયન, યૂરોપીયન જૅનરલ ઍનડાઉન્મૅન્ટ ફન્ડના ઑનરરી સૅક્રેટરી, સર જમશેદજી જીજીભાઇ હૅાસ્પિટલના ત્રીજા ફિઝિશિયન

## મુંબાઇ શેહેરના વિસ્તારમાં વધારો

કરવા માટે વિચાર ચલાવવા થકી સરકારે (૧૮૮૭ ના સાલમા) એક કમિટી નેમી હતી, તેના એક મૅમ્બર તરીકે મનચેરજીને નેમવામા આવ્યા હતા એ કમિટીમાથી એક નાનકડી કમિટી બનાવવામા આવી હતી, તેમા પણ મનચેરજીને મેલવામા આવ્યા હતા, એવા ઇરાદાથી કે તે સબ-કમિટી, જેજે વિવિધ સૂચનાઓ કરે, તે ઉપર વિચાર ચલાવી, તે સબધી એક રીપૉર્ટ મોહોટી કમિટી કરે એ મૂજબ, એક રીપૉર્ટ સરકારને મળવાથી, (૧૯ મી ડીસૅમ્બર ૧૮૮૭ એ), સરકારે એક ઠેડાવ બહાર પાડી તે રીપૉર્ટની નોધ લઇ તે માટે પોતાનો ઉપકાર જાહેર કર્યો, અને તે ઉપકાર-પત્રાની એક નકલ મનચેરજીને સરકારે મોકલી આપી

## સરકારી નોકરીઓને લગતાં કમિશનમાં મનચેરજીએ આપેલી જુબાની

૧૮૮૬ મા, માહારાણી વિકટોરીઆના તે વેળાના સૅક્રેટરી ઑવ સ્ટેટ ઉપર હિન્દુસ્તાનની સરકાર તર્ફથી એવી સૂચના લખાઇ ગઇ કે હિન્દીઓને 'કવેનનટેડ સિવિલ સરવિસ' મા દાખલ કરવાના સવાલ સબધી ધ્યાન ધરીને નવેસરથી વિચાર ચલાવવો, અને તે માટે એક 'કમિશન' ની નેમણુક કરવી આ સૂચના મજકુર સૅક્રેટરી ઑવ સ્ટેટે કબુલ રાખી, અને વધુ એવુ ફરમાવ્યુ કે સિવિલ સરવિસને લગતી બાબદ માટે આ કમિશને તપાસ ચલાવવા ઉપરાત હિન્દીઓને બીજા સર્વે પ્રકારના સરકારી ખાતાઓમા નોકરીએ રાખવાની બાબદ માટે પણ તપાસ ચલાવવી જે કમિશન નેમવામા આવ્યુ તેના સબધમા જેજે શાહીઓની જુબાનીઓ લેવામા આવી, તેઓમા મનચેરજી પણ એક હતા આયન્દે જ 'રીપૉર્ટ' આ કમિશને (૧૮૮૬-૧૭ ના સાલમા) બાહેર પાડયો તેમા મનચેરજીની જુબાની, નીચે પ્રમાણે, પ્રગટ કરવામા આવીછે

"ખાન બાહાદુર મનચેરજી કાવસજી મર્ઝબાન, ઍકઝીકયૂટિવ ઍનજીનીયર, એવા વિચાર ધરાવે છે કે ઍનજીનીયરીગ ખાતામા નોકરીએ લગાડવા માટે દેશીઓ તદ્દન લાયક છે, પણ થોડોક વખ્ત સુધી, રૉયલ ઍનજીનીયરો તેમજ બ્રિટિશ સિવિલ ઍનજીનીયરોને, ચોકસ, વાજબી પ્રમાણમા, તે ખાતામા રાખવા જરૂરના છે કારણ કે, રૉયલ ઍનજીનીય-



**ઈન્ડો-બ્રિટિશ ઈનસ્ટિટયૂશનની ઈમારત** [ પાનુ ૩૮

। મનચેરજી કા મર્ઝબાનના નક્શા ઉપરથી ઈ સ ૧૮૮૯ મા બંધાઈ ।

[ટાઈમ્સ પ્રેસ.

રોને જે ઉન્ચા પ્રકારની કેળવણી મળેછે તેથી કરીને, અને તેઓના લશ્કરી દરજ્જાને લીધે, ખદ ઍનજીનીયરિંગ ખાતામાટે સાગ છાપ બેસાડી શકાય એમ છે અને બ્રિટિશ સિવિલ ઍનજીનીયરો વારવાર યૂરપ જાવઆવ કરવાથી, પોતાના કામ માટે નવી અને નવી માહિતી મેળવતા રહેછે જે ઍનજીનીયરો નેમવામા આવે તેઓને કૉલેજમાથી નવા સવા લાવીને સરકારી ખાતામા ચાકરીએ નહિ રાખતા, ધધામા પડી ચુકેલા હોય એવાઓને રાખવા જોઇએ ઍકઝીક્યટિવ ઍનજીનીયરોને હસ્તક મોટા કામો આપાયલા હોય તેઓના હાથ નિચે, તેઓની ઑફિસમા, ઍસિસટન્ટ ઍનજીનીયરોને મેલવા જોઇએ કનટ્રાકટરોનો દગો ફટકો પકડી આપવા માટે, તેમજ તેઓને હસ્તક થતા કામોમા થતી ધાળમળ પકડવા માટે, યરોપીયનોના કરતા હિન્દી ઍનજીનીયરો વધારે લાયક હોય છે કામ કરવાની કૂશળતામા યૂરોપીયન અને હિન્દીઓ વચ્ચે કઇ ઝાઝો ફર્ક નથી પણ યરોપીયન ઍનજીનીયરોની કેળવણી હિન્દીઓથી શ્રેષ્ટ હોય છે હિન્દીઓને ઓધાઓ આપવાનુ હાલનુ ધોરણ બિલકુલ સતોષ ઉપજાવનારુ, કે મનમાનતુ નથી કૉલેજમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, તેઓની આખેરીની પરીક્ષામા પાસ થવા માટે તેમને ફાયદો કરી આપે તેવીજ બાબદો ઉપર વધુ લક્ષ આપેછે અને તેથી થાય છે એમ, કે (દાખલા તરીકે) ઍનજીયનીરીગને લગતા વિભાગની બાબદ કરતા તેઓ ગણિતને નગતુ વધુ જ્ઞાન સપાદન કરેછે દર વર્ષ, જે જે વિદ્યાર્થીઓ ઍનજીનીયરીગની દીગ્રી માટે પાસ થાય તેઓમાથી સર્વેથી ઉન્ચી પદવીએ પાસ થનારા ત્રણ કે ચાર ને સરકારી ખાતાના નિચલા વર્ગમા નેમીને, આસ્તે આસ્તે તેઓને ઍનજીનીયરોના ચઢતા વર્ગમા મેળતા જવુ લશકરી બાધકામો માટે લશકર ખાતાનાજ કામદારો નેમવા ઉપરાત, બીજા બધા કામો માટે તો હિન્દીઓનેજ નિચલા વર્ગની નોકરીઓ આપવી જોઇએ હાલમા ચાલતી રૂઢી પ્રમાણે તો ઍનજીનીયરીગ ખાતાના નિચલા વર્ગમા, પેહેલી ગ્રેડના ઓવરસીયરોના ઓધામા યૂરોપ્યનોને રૂપ્યા એકસોને દરમાયે નેમવામા આવેછે, અને હિન્દીઓને, ત્રીજા વર્ગમા, માત્ર રૂપ્યા ૬૦ ના પગારે નેમવામા આવેછે અને તેથી પરીણામ એ આવ્યુ છે કે, ઘટે તે કરતા વધારે મોટા પ્રમાણમા યરોપીયનોને ઉપલા વર્ગમા ઓધાઓ મળ્યાછે પણ નિચલા વર્ગમા તો, (શાસ્ત્રી મી મનચેરજીને માહિતી છે ત્યા સુધી તો), માત્ર એકજ યૂરોપ્યનને નિચલા વર્ગમાથી ચઢતા વર્ગના ઍનજીનીયરનો

ઓધો મળ્યો છે, પણ, એજ રીતે, ઘણાએક હિન્દીઓને નિચલા વર્ગમાથી ઉપલા વર્ગમા મેળવામા આવેલા તેઓની જાણમા છે ”

## શેઠ બમનજી એદલજી ઑલબ્લૅસને નામની સુવાવડખાનાં માટેની ઇમારત.

૧૮૮૭ ના ઑગસ્ટમા મનચેરજીએ સરકારને લખી મોકલ્યુ કે ચોકસ પારસી ગ્રહસ્થો સુવાવડને લગતી એક હૉસ્પિટલ મુબાઇમા સ્થાપવાના ઇરાદાથી સાઠ હજાર રૂપ્યાની રકમ આપવા માગે છે, પણ તુર્ત વેળા, તેઓ પોતાના નામો બ્હાર પાડવા માગતા નહિ હતા, પણ જ્યારે એઓનો આ ઇરાદો ચોકસ દરજ્જે અમલમા સરકાર મેલશે, ત્યારે તે નામો બ્હાર પાડવા, અને સાથે લાગા બીજી છ હજાર રૂપ્યાની રકમ આપવા ખશી થશે આ ગ્રહસ્થ મુબાઇના જાણીતા ઑલબ્લૅસ કુટૂબના સાહેબજાદાઓ હતા અને મરહુમ શેઠ બહમનજીના ભાઇઓ હતા આ સૂચના સરકારે બ્હાલ રાખવાથી, મનચેરજીએ તે હૉસ્પિટલ માટેના નક્ષા વિગેરે તૈયાર કર્યા, અને તેની ઇમારત, મરહુમ સેઠ પેસતનજી હોરમસજી કામાએ બધાવેલી સ્ત્રીઓ અને બચ્ચાઓ માટેની (કોટના મેદાનમા આવેલી) હૉસ્પિટલનાજ કમપાઉન્ડ (ચોગાણુ) મા, રૂપ્યા ૫૯,૬૪૦ ના ખર્ચે, બાધવામા આવી. અને તે ઇમારતનુ નામ ‘બમનજી એદલજી આલબ્લૅસ ઑબ્સટૅટ્રિક હૉસ્પિટલ’ આપી, તે નામસાથની ત્યા સગેમરમરની તખ્તિ જડી લેવામા આવીછે.

એ ઇમારતનો પાયો નાખવાની ક્રિયા મુબાઇના નામદાર ગવરનર લૉર્ડ રેએ (૮ મી એપ્રિલ ૧૮૯૦ ના દિને) જ્યારે કરી, તે પ્રસગે શેઠ બમનજી એદલજી ઑલબ્લૅસના એક ભત્રીજાઓ હાજર રહેલી મિજલસમા લૉર્ડ રે આગળ જાહેર કર્યુ કે

“ખાન બાહાદુર મનચેરજી કાવસજી મર્ઝબાનની મારફત, હમો નામદારની સરકાર સાથ સદેશા ચલાવીને, આખરે એવી ગોઠવણ થઇ હતી કે જે નાણા આ કામ પાછળ ખર્ચવાનુ ઠેરવ્યુ છે, તેની વ્યવસ્થા નિચળી શર્તો પ્રમાણે કરવી કે (૧) આ હૉસ્પિટલને બમનજી એદલજી ઑલબ્લૅસ ઑબ્સટૅટ્રિક હૉસ્પિટલનુ નામ આપવુ (૨) સામાન્ય પ્રજા,—એટલે કે બધી કોમો અને વર્ગો,—માટે એ હૉસ્પિટલ ખલ્લી રાખવી



[પાનું ૬૦

**સુવાવડ માટેની શેઠ બમનજી એદલજી ઑલબ્લેસ હૉસ્પિટલવાળી ઈમારત**

(મનચેરજી [illegible] મકાનના નવા [illegible]થી ઈ. સ. ૧૮૯૦માં બંધાઈ)

[ટાઈમ્સ પ્રેસ

(૩) તેમાનો એક 'વૉર્ડ' ફક્ત પારસી બાઇઓ માટેજ એલાહેદો રાખવો. (૪) સરકારે એ હૉસ્પિટલ માટે જમીન આપવી, અને તેના કાયમના નિભાવ માટેનો ખર્ચ સરકાર કરે એ હૉસ્પિટલના સબધમા, હમારા ધ્યાન ઉપર લાવવામા આવ્યુ હતુ કે, ત્યાની ડૉકટરને રહેવા માટેના એક મકાનની જરૂર છે, કે જેનો ઉપયોગ કામા હૉસ્પિટલની ડૉકટર પણ કરે, અને તે જરૂર્યાત મકાન પુરૂ પાડવા માટે રૂપ્યા ૭ હજારની રકમ, અને રૂપ્યા ચાર હજાર બીજા, (નવી હૉસ્પિટલ માટેના ફરનિચર માટે,) હમારે આપવી હમારી તર્ફથી માગણી થઇ છે કે એ રકમો હમારી તેમજ મરહુમ દાદાભાઇ એદલજી ઑલબ્લૅસના દિકરાઓ તર્ફથી અપાશે ઉપલી રૂપ્યા ચાર હજારની રકમ, હમો હમારા મરહુમ માતાજી બાઇ મોટીબાઇ, તે મરહુમ શેઠ એદલજી ફરામજી ઑલબ્લૅસના ધણીઆણી તરફથી માનપૂર્વક હાજર કર્યે છીયે, અને હમે આશા ગખીએ છીએ કે આપ નામદારની સરકાર તે કબૂલ ફરમાવશે"

એજ તકે, નામદાર ગવરનરને, ઉપલુ બોલનાર ગ્રહસ્થે એવી પણ અર્જ કરવાની તક હાથ ધરી હતી કે, આ હૉસ્પિટલમા ગૂજર પામતા પારસીઓની લાસને મુકવા માટે એક અલાહેદા ઓરડાની ગોઠવણ કરવી લૉર્ડ રેએ, એજ મિજલસમા, તૂર્તાતૂર્તજ, આ ખાહેશને માન આપીને, માગવા મૂજબની ગોઠવણ સરકાર કરી આપશે એવુ જાહેર કર્યું

## મુંબાઇની વિકટોરિયા જ્યૂબિલી ટૅકનિકલ ઇનસ્ટિટયૂટ

ના સબધની 'બૉર્ડ' ના એક મૅમ્બર તરીકેની મનચેરજીની જે નેમણુક મુબાઇની મ્યુનિસિપલ કૉરપૉરેશને કરી હતી તે થકીની પોતાની સમતિ માટે સરકારે એક જાહેર પત્ર ('નોટિફિકેશન') (૧૩ મી એપ્રિલ ૧૮૮૭ ને દિને) બાહેર પાડયુ હતું એ બૉર્ડ ઉપર એવણે બજાવેલી સેવાઓ માટે (૨૬ મી એપ્રિલ ૧૯૦૦ ના દિને) તે બૉર્ડે, પોતાનો ઉપકાર દર્શાવવા, મનચેરજી ઉપર એક પત્ર લખી મોકલ્યો હતો એ બૉર્ડના મૅમ્બર તરીકેનુ પોતાનુ રાજીનામુ, નાદરૂસ્ત તબ્યતને લીધે, એવણે ૨૬ મી સપટેમ્બર ૧૯૧૨ ના દિને આપ્યુ

## પચાસ વર્ષની ઉમર પછી સરકારી નોકરીમાં ચાલુ રહેવાને લગતો સવાલ

સરકારે એક એવો 'ઠેડાવ' બહાર પાડેલો હતો, કે જેની રૂહે,

એક ઍકઝીક્યૂટિવ ઍનજીનીયર, ૫૦ વર્ષની ઉમરનો થવા છતા, જો સૂપ્રિનટેન્ડિંગ ઍનજીનીયરની પદવીએ નેમાયો નહિ હોય તો, જો સરકારની મરજીમા આવે તો, તેવા અમલદારને, ૫૦ વર્ષની વયે પુગતા સમેતજ, સરકારી નોકરીમાથી ફારેગ થવાની ફર્જ પાડી શકાય પણ આ કાનૂન મનચેરજીના સબંધમા નહિ લાગુ પાડવો, એવી એક દરખાસ્ત તે વેળાના મુંબાઇ સરકારના ચીફ ઍનજીનીયર મિસ્તર ટી ડી લિત્લ નામના અમલદારે (૨૭ મી દીસેમ્બર ૧૮૮૭ ના દિને) સરકારને મોકલી, અને જેમ કરતા તેને નીચે મૂજબ લખ્યુ કે

"મ્હારે કહેવુ જોઇએ કે ખાન બાહાદુર એમ સી મર્ઝબાન જાહેર બાંધકામ ખાતામા, સરકારના હાથ હેઠળ હજી વધુ વખ્ત સુધી નોકરી બજાવવાને પુરે પુરાજ સામર્થવાન છે અને એવણે જેહમતથી જે જે કામો કર્યા છે તે સર્વની પીછાણ અર્થેના જે પત્રો મળતા ગયા છે, તેજ દેખાડવાને પુરતા છે કે એવણની નોકરી કેવી કિંમતી અને કૂપળ લેખવામા આવી છે, અને હાલમા તેમજ ભવિષ્યમા પણ તે નોકરી બજાવવાને તેવણ પૂર્તા સામર્થવાન છે"

મનચેરજી સબધી ઉપલી બાબદ મુબાઇની સરકારે વડી સરકાર ઉપર મોકલી આપતા, સ્થાનિક સરકારના સૅક્રેટરીએ લખ્યુ કે "મુબાઇ સરકારની એવી ભલામણ મ્હારે વડી સરકારને મોકલવાની કે 'અનકોવેનેનટેડ' [એટલે કે સિવિલ સરવિસવાલા નહિ તેવા] નોકરો માટે જે કાનુનો ઘડવામા આવેલા છે, તેની રૂહે મી મર્ઝબાનની નોકરી સંબધી સવાલનો ફડચો કરવો, અને જે ખાસ કાનૂનો ઘડવામા આવેલાછે કે ૫૫ વર્ષની ઉમરે સરકારી નોકરે ફરજ્યાત ફારેગ થવું,—(સિવાય કે સરકારની મર્જીમા આવેતો વધુ વખ્ત ચાલુ રહે),—તે કાનુનો મી મર્ઝબાનને લાગુ નહિ પાડવા"

આ પત્ર વહેવારનુ પરિણામ એ આવ્યુ કે વડી સરકારે, (૨૩ મી જૅન્યુઆરી ૧૮૮૮ ના દિને), એક 'ઠેડાવ' બહાર પાડી એવું જાહેર કર્યુ કે જ્યારે એ સવાલ પોતાના દરોબસ્ત વખ્તે નીકળે ત્યારે તે ઉપર વિચાર ચલાવી ફડચો કરવામા આવશે છેવટે, જ્યારે મનચેરજી ૫૦ વર્ષની વયે પુગ્યા, ત્યારે એવણને નોકરીથી ફારેગ થવા નહિ દેતા, તે ચાલુ રાખવામા આવી, પણ ૫૫ વર્ષની વયના થાય તે અગાઉતો એવણ

પોતેજ, પૅનશન લઇને, સરકારી નોકરીમાથી ફારેગ થયા ; અને ત્યારબાદ, મુબાઇની મ્યૂનિસિપાલિટીના ઍકઝીકયૂટિવ ઍનજીનીયરનો ઓધ્ધો એવણે કબુલ કર્યો અને એ નવા ઓધ્ધાનુ કામ એવણે ૧૧ વર્ષો સુધી ચલાવ્યુ એ નેમણુક થતી વખ્તે તો માત્ર પાચ વર્ષજ નોકરી કરવાની ગોઠવણ થઇ હતી પણ તે પાચ પુરા થયા પછી, બીજા પાચ વર્ષનો વધારો થયો હતો. અને તે પણ પુરા થતા, એવણની જગ્યાએ મુકવા થકી એક નવો અમલદાર ગોટી કાઢવા ઇગ્લૅન્ડમાં પરપૂછ ચાલુ રહ્યાથી, અને તે હાથ આવતા જે એક વધુ વર્ષની ઢીલ થઇ, તે એક વર્ષ દર્મ્યાન પણ મનચેરજીએ પોતાના ઓધ્ધાનુ કામ ચાલુ રાખ્યુ. આ અગ્યાર વર્ષની મુદ્દતમા એવણે કરેલા વિવિધ પ્રકારના કામોની વિગત વિષે હવે પછી હુ અત્રે લખીશ.

## બી. બી. સી. આઈ. રેલ્વે સંબંધી વધારા સુધારાની યોજના

થકી તેના એજન્ટે ચોકસ સૂચનાઓ સરકારને લખી મોકલવાથી, (૬ થી જુલાઇ ૧૮૮૮ ના દિવસે), સરકારે એક કમિટી, નેમી, તેમા મનચેરજીને પણ મેલવામા આવ્યા તે પછીના (૧૮૮૯ ના) સાલની ૧૩ મી માર્ચે, આ કમિટી પોતાને સોપેલુ કામ ખલાસ કરી ઉઠવાથી, સરકારે એક 'ઠેડાવ' બહાર પાડી, કમિટીએ બજાવેલા કામ માટે પોતાનો ઉપકાર જાહેર કર્યો હતો

## લન્ડનની બ્રિટિશ આરકિટેકટો (શિલ્પશાસ્ત્રીઓની) રૉયલ ઈનસ્ટિટયૂટના

એક 'ફેલો' તરીકે, (૧૮૮૯ ના જુન માસમા), મનચેરજી નેમાયા આ થકી સ્થાનિક પત્ર, 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' એ, (૧૬ મી જુલાઇ ૧૮૮૯ ના દિને), જણાવ્યુ છે કે "આ ગ્રહસ્થે અદેખાઇ ઉપજાવે એવી રીતની નામ્ના મુબાઇમા મેળવી છે, અને કઇ નહિ ને કઇ પણ રીતે, છેલ્લા દશ વર્ષની મૂદ્દત દર્મ્યાન, દરેક મોટે પાયેના કામ સાથ એવણ સબધમાં આવતા રહ્યા છે,—તેવા એક ગ્રહસ્થને બ્રિટિશ શિલ્પશાસ્ત્રીઓની રૉયલ ઇનસ્ટિટયટના 'ફેલો' તરીકે નેમબામા આવ્યા છે હવે હવે,—પ્રથમમા ઘટિત પરિક્ષા આપ્યા વિગર એ નેમણુંક મેળવી શકાતી નથી, તે બીના ધ્યાનમા જો રાખ્યે તો,

નામ્ના મેળવી હોય તેવાજ આસામીઓને આ નેમણુકનુ માન આપવામા આવેછે ”

## એક ‘ ફૅનસી ફેર.’

૧૮૮૯ મા, મુબાઇની એલેકઝાન્ડ્રા નેટિવ ગર્લ્સ ઈંગ્લિશ ઇનસ્ટિટયૂશનના લાભ અર્થે, એક ‘ફેન્સી ફેર’ ભરવામાં આવ્યો હતો, તેને લગતા નક્ષાઓ માટે અને ગોઠવણો કરવાનુ કામ મનચેરજીને સોપવામા આવ્યુ હતુ. તે સર્વ પાર ઉતારવા થકી, એવણને એ સ્કુલની કારોબારી કમિટીએ પોતાનો ઉપકાર જાહેર કરવા એક પત્ર લખી મોકલ્યો હતો

## હિન્દમાં નામદાર પ્રિન્સ ઑાલબર્ટ વિકટરની ૧૮૯૦ માં આમદ

થઇ, તે વેળા મનચેરજીને ઘણુક કામ બજાવવુ પડયુ હતું મુબાઇના ‘ઍડવોકેટ ઑાવ ઇન્ડિયા’ એ, (૨ જી એપ્રિલ ૧૮૯૦ ના દિને), આ કામના સબધમા લખ્યુ કે “નામદાર પ્રિન્સ ઑાલબર્ટ વિકટરને આ શેહેરની જાહેર પ્રજા તર્ફથી જે આવકાર મળ્યો હતો, તે આવકારને ઘટતી રીતની અગત્યતા આપવા અર્થે, અને દમામદાર બનાવવા માટે, જે જે સરકારી તેમજ બિન સરકારી ગ્રહસ્થોએ જેહેમત લીધી હતી, તેમા ખાન બાહાદુર મનચેરજી કાવસજી મર્ઝબાન, ઇલાકાના ઍકઝીકયૂટિવ ઍનજીનીયરનુ નામ પણ જાહેર કરવુ જોઇએ સર્વ હિંગામો ઉપર, એવણ હમેશા આગેવાની લ્યે છે હિન્દનો કોઇ પણ વાઇસરૉય આ મૂલ્કના કિનારા ઉપર પગ મેળે, કે ત્યાથી છેલ્લી સલામ કરી જાય, તો તે સબધી એવણની મદદ તો હોયને હોયજ. બધા મેળાઓમા, પાયો નાખવાની ક્રિયાઓમા, હર પ્રકારના તમાશાઓમા, એવણના હાથ વિગર, તેના સણગારમા, છેલ્લો એક દાયકો થયો, કઇ પણ રચના થઇ શકી નથી અમારી ખાતરી છે કે, પાલવા બન્દર ઉપર, કઇક બાદશાહી કુટૂબનાઓને કે વાઇસરૉયોને, કે ગવરનરોને, આવકાર દેવા થકી, કે યાતો તેમની વિદાયગિરી વેળાનુ માન આપવા માટે, જે ભારે ભપકા ભરેલા અને ગોણકદાર શામીયાના પાલવા બન્દર ઉપર ઉભા કરવામા આવતા હતા, તે માટે, આવતી ઓલાદોમા, એવણના નામની યાદગારી જળવાઇ રહેશે ”

## મુંબાઇની મ્યૂનિસિપલ કૉરપોરેશનના પ્રૅસિડન્ટ તરીકે

મનચેરજીને (૧૧ મી એપ્રિલ ૧૮૯૦ ના દિવસે) ચુટી કાઢવામા આવ્યા હતા એ કૉરપોરેશનના એક મેમ્બર, (૧૮૮૦ ના વર્ષથી) એવણ હતા જ્યારે પાછળથી તે કૉરપોરેશનના એવણ પ્રૅસિડન્ટ થયા ત્યારે, બીજા કામો ઉપરાત, મુબાઇના નામદાર ગવરનર, લૉર્ડ રે, જ્યારે પોતાના ઓધ્ધાની મૂદ્દત પુરી થતા, વિદાય થવાનો પ્રસગ આવ્યો તે વેળા તે નામદારને, જે માન પત્ર, (૧૨ મી એપ્રિલ ૧૮૯૦ ના દિને) મ્યૂનિસિપાલિટીની કૉરપોરેશન તર્ફથી, આપવામા આવ્યુ હતુ તે વાચવાના માનની તક મનચેરજીને મળી હતી જ્યારે, પ્રૅસિડન્ટ તરીકેના ઓધ્ધાની મૂદ્દત પુરી થતાં, એવણ ફારેગ થયા ત્યારે કૉરપોરેશને ઠેડાવ પસાર કર્યો કે

"પુરા થયલા વર્ષમા પ્રૅસિડન્ટ તરીકેની ફર્જો, મી મર્ઝબાને જે જેહેમત અને કૂષળતા સાથ બજાવી છે, તે માટેનો કૉરપોરેશનનો અતિઘણો ઉપકાર, ફારેગ થતા આ પ્રૅસિડન્ટને જાહેર કરવો."

૧૭ મી ડીસૅમ્બર ૧૮૯૦ ને દિને, મનચેરજીને ઍકઝીકયૂટિવ ઍનજીનીયરોના બીજા વર્ગ (ગ્રેડ) મા કાયમ કરવામા આવ્યા

## 'સી. આઈ. ઈ.'

૨૪ મી ફેબ્રૂઆરી ૧૮૯૧ ના દિવસે મ્હારાણી વિકટોરીયાની વર્ષગાઠના હિગામ ઉપર, મનચેરજીની જીન્દગી ભરની નોકરી અને સેવાઓની એક પીછાણ તરીકે, એવણને ઇન્ડિયન ઍમપાયરના કમપૅનિયન, ('સી. આઇ. ઇ'), તરીકે નેમવામા આવ્યા, કે જે ખૂશ ખબર, તે વેળાના ગવરનર લૉર્ડ હૅરીસે, એવણને એક તાર કરી કહેવડાવી, અને આ માન થયાનો, મ્હારાણી સાહેબની સહી શાખ સાથનો, ઘટીત લેખ એવણને ૧૧ મી સપટેમ્બર ૧૮૯૧ ના દિવસે પોહોચાડવામા આવ્યો. એ પ્રસગે લન્ડનના જાણીતા 'બિલડિંગ ન્યૂઝ' નામના અઠવાડિક જર્નલના (૬ ઠી માર્ચ ૧૮૯૧ ના) અંકમા એવણની એક સબી, એમના એક ટુક જન્મ ચરિત્ર સાથ, પ્રગટ કરવામા આવી હતી.

## લેડી હૅરિસ 'ફૅન્સી ફેટ.'

મુબાઇના ગવરનરના બાનુ, લેડી હૅરિસની બાહેધરી હેઠળ, એક ભવ્ય 'ફૅન્સી ફેટ' વાલકેશ્વરના એઓના સરકારી મહેલમા, ભરવામા આવ્યો હતો તેમા મનચેરજીએ જે ભાગ લઇ બનતી મદદ કરી, તેની પીછાણની એક ઇધાની દાખલ, તે નામદાર બાનુએ (૨૫ મી માર્ચ ૧૮૯૨ ના દિવસે) એક પત્ર લખી પોતાના ઉપકાર જાહેર કરતા લૉર્ડ હૅરિસની એક સબી (તે ઉપર તેઓનો હાથની સહી સાથ) મોકલી આપવાની મેહેરબાની કરી. એ વેળાએ થયલા મહિમા સબધી 'ટાઇમ્સ ઑવ ઇન્ડિયા' એ (૩ જી માર્ચ ૧૮૯૨ ના દિનના અકમા) લખ્યુ છે કે

"મુબાઇમા કોઇબી ફૅન્સી ફેર, ખાન બાહાદુર એમ સી મર્ઝબાનની બાહેધરી વિગર, કદી પણ પાર ઉતરી શકે નહિ" આ ફૅન્સી ફેટ કેટલાએક યોગ્ય ધર્માદા ખાતાઓને મદદ આપવા થકી ભરવામા આવ્યો હતો

## સરકારના આરકિટેકચરલ ઍકઝીકયૂટિવ ઍનજીનીયર અને સર્વેયર

તરીકે (૨૫ મી નવેમ્બર ૧૮૯૧ ના દિવસે) મનચેરજીની કામચલાઉ નેમણુક (એક સરકારી 'ઠેડાવ' મારેફત) જાહેર કરવામાં આવી આ ઓધ્ધાનુ કામ એવણે ઇલાકાના ઍકઝીકયુટિવ ઍનજીનીયરના પોતાના કાયમના ઓધ્ધાની સાથે સાથેજ ચલાવ્યુ હતુ

## ૧૮૯૨ માં

એવણને લન્ડનની સોસાયટી ઑવ આર્ટસના એક મૅમ્બર તરીકે નેમવામા આવ્યા હતા અને દાદી સેઠના આતશ બેહેરામના ચોગાનમા બે ઇમારતો (એકક મજળાની) ના નક્શા બનાવી, તે બધાતી હતી તે વેળા તે ઉપર દેખરેખ એવણે રાખી તેની પીછાણ તરીકે ચાદીના 'કપ' એવણને એનાયત કરવામા આવ્યા લગ્નો તેમજ કદમી ગહમબાગો માટે આ મકાનેનો ઉપયોગ કરવામા આવે છે

## મુંબાઇની મ્યૂનિસિપાલિટીના ઍકઝીક્યૂટિવ ઍનજીનીયર તરીકે

મનચેરજીને ( ૬ ટ્ઠી ડીસેમ્બર ૧૮૯૨ ના દિને ), મુબાઇની મ્યૂનિસિપલ કૉરપોરેશને ચુટી કાઢ્યા, અને તે માટે એવણનો માસિક પગાર રૂપ્યા ૧૨૫૦ નો ઠેડવ્યો, કે જે પછવાડેથી રૂપ્યા ૧૫૦૦ નો કરવામા આવ્યો હતો આ ઓધ્ધો પાચ વર્ષની મૂદ્દત માટેનો હતો. કાયદા પ્રમાણે, એ ઓધ્ધા માટે જે બહાલી સરકાર તર્ફથી મળવી જોઇએ, તે સરકારે આપી પણ એ ઓધ્ધો એવણને કોઇબી રીતે સેહેલાઇથી મળ્યો નહિ હતો તે માટે બીજા પણ જે ઉમેદવારો બાહાર પડયા હતા તેઓમા, અફસૂસ કરીને, મી ટૉમ્લિનસન નામના મુબાઇની મ્યૂનિસિપાલિટીના પાણી ખાતાના ઍનજીનીયરે પણ પોતાની ઉમેદવારી બહાર પાડી હતી યૂરોપીયન માલેકાના મુબાઇના વર્તમાન પત્રો, એ ઓધ્ધો કોણને આપવો તે સબધી, આ વેળા, જીકરમા ઉતર્યા હતા રોજીન્દા સ્થાનિક ઇગ્રેજી પત્ર, ' ઍડવોકેટ ઑાવ ઇન્ડિયા ' એ ( અકટોબર ૭ મી, ૧૮૯૧ એ ) લખ્યુ કે

"......ઍનજીનીયરના ખાતા માટે મી મર્ઝબાન, વિગર શકે, સર્વથી શ્રેષ્ટ અમલદાર તરીકે મેળવી શકાશે આખુ મુબાઇ શેહેર એમની નેમણુકને, ખશી અને સતોષ સાથ, આવકાર દેશે એવણના બધા યરોપીયન વડા અમલદારોનો વિશ્વાસ એઓ ઉપર પુરતો છે, અને જ્યા જ્યા એવણની નોકરીનો ઉપ્યોગ કરવામા આવ્યો છે,—પછી જોઇએ તો તે સરકારી કે બિન સરકારી યરોપીયનો વચ્ચે કરવા થકી, કે જોઇએ તો સર્વ વર્ગોના દેશીઓ વચ્ચે,—એ સર્વ ઠેકાણાએ, એવણના પ્રમાણિકપણા માટે, એવણની આપ-અખત્યારી થકી, એવણની ધધાદારી લાયકાતના સબધમા, એવણની નમ્ર વર્તણુક માટે,—સર્વ કોઇ સારો વિચાર પ્રદર્શીત કરે છે અને જે સરકારની એવણે, નિમકહલાલીસાથ, લાબી મૂદ્દતના વર્ષો સૂધી, નોકરી કરી છે, તે સરકાર, આજ સુધી, એવણ માટે ઉમદા મત ધરાવે છે મુબાઇની મ્યનિસિપાલિટીના ઍકઝીક્યટિવ અંનજીનીયર તરીકેની મી મર્ઝબાનની નેમણુક કરવાની જે તક આ શેહેરની કૉરપૌરેશનને, તેમજ આ શેહેરને, મળી છે તે માટે તેઓને મૂબારકબાદી આપી શકાય "

સતોષની વાત એ હતી, કે હિન્દી છાપો, સર્વ અનૂમતે, મનચેરજીની

તરફેણમા હતો અઠવાડયાઓ સુધી, બે સ્થાનિક ઇગ્રેજી છાપાઓએ એવણુની વિરૂધ્ધ લખવુ ચાલુ રાખ્યુ હતુ છતા, એ ઓધ્ધો કોણુને આપવો તે સબધી જ્યારે કૉરપોરેશનમા જે દિવસે મત લેવામા આવ્યા, ત્યારે મનચેરજીની તરફેણમા ચાલીસ, અને મી ટૉમ્લિનસન માટે પદર મતો પડેલા જાહેર થયા

મી ફિરોઝશાહ મેહેરવાનજી મેહેતા, (કે જેઓને પાછળથી 'સર-નાઇટ' નુ માન મળ્યુ હતુ, તેઓએ) મનચેરજીની નેમણુક કરવાની દરખાસ્ત કૉરપોરેશનમા મેળી હતી, અને તેને બૂઝર્ગ ડૉકટર થૉમસ બ્લેનીએ ટેકો આપ્યો હતો પોતાની દરખાસ્તના ટેકામા વિસ્તારીને એક ભાષણ કરતા, સર ફિરોઝશાહે કહ્યુ કે

"એ દરખાસ્ત લાવવાની મકસદ, મ્યુનિસિપાલિટીના વિવિધ ખાતા-ઓમાનુ એક અતિ ઘણુ અગત્યનુ ખાતુ સૂધારવા થકી છે" અને "એવા અગત્યના ખાતાનો વડો તેનો વહીવટ કરવા માટેની લાયકાતને સારૂ કઇક નામ્ના મેળવી હોય એવો, તેમજ તે થકી લાયક પુરવાર થયલો હોવો જોઇએ, અને,—જેમ નામદાર ગવરનર લૉર્ડ રેએ દરોબસ્ત રીતે કહ્યુ છે તેમ,—એક ઘણાજ ઉન્ચા પ્રકારની પકિતનુ તેનુ "અતકરણ કરકસર્યુ" હોવુ જોઇએ,—અને એ સર્વ લાયકાતો મનચેરજી ધરાવે છે એમ કહેવુ વાજબી છે," એમ સર ફીરોઝશાહે પોતાના ભાષણ દર્મ્યાન જાહેર કર્યુ તેઓએ વધુ એમ કહ્યુ કે "જે સરકારી નોકરી મી મર્ઝબાને લાબો વખ્ત સૂધી, અને સારી રવેશે કરી છે, તે સરકાર પણ એવણ માટે ઘણુજ ઉચુ મત ધરાવેછે એ નોકરીમા છેક નીચલી પદવીથી ઉપર તૂલિક એવણ, રફતે રફતે, આગળ વધ્યા છે અને તેમ કરતા, કઇક જાતજાતના ખાતાઓ સબધી અનૂભવમાથી એવણ પસાર થયા છે, અને જાતજાતનુ કામ એવણે બજાવ્યુ છે ગટરો યોજીને તે બાધવાનુ, પૂલો બાધવાનુ,—બલકે કહોની કે, ઇજનેરી કામના દરેકે દરેક વિભાગનુ એવણે કામ બજાવ્યુ છે . ... ... .. ... ... પ્રદર્શનોના સબધમા એવણે જે કામ કર્યુ છે તેના સબધમા તો કૉર-પોરેશનને કઇક જાતિ અનૂભવ પણ મળેલો છે, અને તેઓ સર્વ સારી રવેશે જાણેછે કે એવણના હાથે જે પણ ખર્ચ થતો તે, આગળથી કરી રાખેલી આકણીની પૂરેપૂરી અન્દર થતો હતો પોતાને જશ મળે એવી રીતે, અને સરકારને ફાયદો થાય એવી રીતે, ઇલાકાના ઍકઝીક્યૂ-



[પાનુ ૪૮

**મિસ આવાબાઈ મેહેરવાનજી ભાવનગરીને નામની**

સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટની હોસ્પિટલ વગેરેની નર્સો માટેની ઇમારત (ભાયખલા)

(મનચેરજી કાવસજી મર્ઝબાનના નક્શા ઉપરથી ઇ. સ. ૧૮૯૧ મા બંધાઇ)

ટિવ ઍનજીનીયર તરીકે, એવણુ પોતાના ઓધ્ધાની ફર્જો બજા લાવ્યાછે ” આગળ ચાલતા, સર ફીરોઝશાહે કૉરપોરેશનને જણાવ્યુ કે “ મી મર્ઝબાનને મ્યૂનિસિપાલિટીના ઍકઝીકયૂટિવ ઍનજીનીયરના જોખમ ભર્યા ઓધ્ધા માટે ચૂટી કાઢવાનો પેહેલ વહેલો ખ્યાલ, [ સર ફીરોઝશાહનો ] પોતાનો નહિ, પણ બીજા એક એવા ગ્રહસ્થથી તે જન્મ પામ્યો હતો કે, જે ગ્રહસ્થ પ્રજા સબધી કામકાજોમા, જો કે બ્હાર આવીને કઇ ઝાઝો ભાગ લેતા નહિ હતા, પણ તે છતા, તેવણુ આ શેહેરના ભલા થકી, ઘણીજ ઘણી કાળજી બતાવતા રહ્યા છે ” એ ગ્રહસ્થનુ નામ સર ફીરોઝશાહે મી જમશેદજી નશરવાનજી તાતાનુ જાહેર કર્યું, અને કહ્યું કે “ મ્યૂનિસિપાલિટીના ઍનજીનીયરીગ ખાતાને સુધારવા માટેના એક વાદવિવાદ દર્મ્યાન મી તાતા એમ બોલ્યા હતા કે, જ્યા સુધી તેના વહિવટ થકી મી મર્ઝબાનને તે ખાતાના વડા તરીકે નેમવામા નહિ આવે, ત્યા સધી તે ખાતાનો મામલો, કદિ પણ, સુધરસે નહિ ”

મનચેરજીની નેમણુક કરવાની સર ફીરોઝશાહની દરખાસ્ત ઉપર જ્યારે કૉરપોરેશનમા ‘ પોલ ’ લઇને, જે મતો ગણવામા આવ્યા, તેના પરિણામ માટે ( ૧૮૯૨ ની ૬ થી ડીસેમ્બરે ) લખતા એક સ્થાનિક ઇગ્રેજી પત્રે લખ્યુ છે કે “ વ્યવહારૂ રીતે જોતા તો, મી મર્ઝબાનની તરફ્ણેમા સર્વ પાર ઉતર્યું એમ કહિ શકાય અને સરકારને મૂબારક-બાદી લેવા જોગ વાત છે કે, મ્યૂનિસિપાલિટીના એક સર્વથી વધુ જોખ-મના ઓધ્ધા માટે, કૉરપોરેશનની એક ઘણીજ મોટી બહુમતિએ, ખદ સરકારનાજ વહિવટી અમલદારોમાના એકને માટે, પોતાની એટલી બધી પ્રશ્નશા બતાવી, તેવણુને ચૂટી કાઢયા છે ”

મુબાઇની મ્યનિસિપાલિટીના આ ઓધ્ધા માટેની આ નેમણુક, એક દેશી માટે, તેમજ ( હિન્દના દેશી તરીકે લેખાતા ) પારસી માટે પણ પેહેલ વેહેલીજ હતી

મી. બેહેરામજી મેહેરવાનજી મલબારીના ‘ઇન્ડિયન સ્પૅકટેટર’ મા, ( ૧૮૯૨ ની ૧૧ મી ડીસેમ્બરે ) નીચે પ્રમાણે લખાણ પ્રગટ કરવામા આવ્યુ કે

“ મુંબાઇની મ્યનિસિપાલિટીના ઇજનેરી ખાતાના વડા તરીકે મી મર્ઝબાનને ચુટી કાઢવાનો બનાવ સ્થાનિક સ્વરાજ્યના સબધમા એક નોધવા જોગ બનાવ તરીકે લેખી શકાય અને તેવા એક બનાવ તરીકેજ

તે આ ઇલાકામા સ્વિકારવામા આવેલો જોઇએ છીએ  પણ અમે  આ નેમણુકને માત્ર કલ્પિત વિચારના આધારે આવકાર આપતા નથી. પણ ખરેખરા, વ્યવહારૂ કારણો થકી પણ તે આવકારદાયક લેખાઇ શકાય ...... ...મી મર્ઝબાનની અગાઉ જે અમલદાર એ ઓધ્ધો ભોગવી ગયો હતો તેના કરતા, તેમજ એવણ સાથ, એ ઓધ્ધો મેળવવા થકી, જે અમલદારે હરીફાઇ કરી હતી, તે અમલદારના કરતા વટીક મી મર્ઝબાનની તર્ફેણમા જતી વાત એ છે કે ..  પોતે દેશી હોવા ઉપરાત એવણને જે અનૂભવ મળેલા છે તે એવણને કામ કરવાના પડેલા ચાલુ મ્હાવરાને સબબે મળ્યો છે, અને તે અનૂભવ, નજદીક પા સદી સુધીની મુદતમા, એવણે મેળવ્યો છે, અને એઓની કામ કરવાની ઉચી સમજ શક્તિ અને આપ અખત્યારી એવી તો છે કે, સરકારના થોડાજ નોકરોએ કે કર ભરનારાઓના પ્રતિનિધિઓએ તે ધરાવી હશે મ્યુનિસિપલ કૉર્પોરેશનને એવા એક કસાએલા ઉસ્તાદની ઘણીજ ઘણી જરૂર હતી. જો કોઇ બીજા સબબસર નહિ હોય તોય ફક્ત એક સડી ગયલા મામલાને સૂધારવા થકી, જાહેર પ્રજા તર્ફથી, તેમજ તે પ્રજાના એક મૅમ્બર તરીકે કામ બજાવી, કૉરપોરેશનના એક પ્રૅસિડન્ટ તરીકે, તેના કામકાજોનો નિકાલ લાવવામા, અત્યાર અગાઉનો ભાગ લીધેલો, તેવા એક અમલદારની નોકરી હાથ કરવાની તક જો આપણી શેહેરી પારલ્યામેંન્ટે ખોઇ હતે, તો ખરેજ તે નગુણી અને નમળા મનની તરીકે પોતાને પુરવાર કરતે  મી મર્ઝબાનને પોતાને થકી,—હમે જેટલું એવણના સબધમા જાણીએ છીએ ત્યા સુધી તો,—અમોને શક છે કે આ ઓધ્ધો લીધાથી એવણને પોતાને, સામતી રીતે જોતા, કઇ ફાયદો થયલો એવણ સમજતા હોય  એવણના ધધાને લગતી એઓની પ્રતિષ્ટા ધ્યાનમા લેતા, જો એવણ, પોતાનો ધધો [પૅનશન લીધા પછી] ખાનગી રીતે કરતે, તો તેમાથી એવણ વધારે ઉપજ મેળવી શકતે, અને તવી ઉપજ મેળવ્યા છતા પણ, તે ખાનગી ધધામા તેવણને (ચાકરીની જજાળ કરતા) ચિન્તા ઓછી રહેતે એવણને [રૂપીયા ૧૨૦૦ નો] જે પગાર મળનાર છે તે જોતા તો એમજ કહિવુ કે એવણની નોકરી આપણને સસ્તામા હાથ આવી છે, અને હમતો એવુ ધાર્યે છીયે કે જે પગાર એવણને આપવામા આવશે તેનેથી ગુણાકાર કરતા ઘણોજ વધુ ખર્ચ એવણ મ્યુનિસિપાલિટીને બચાવશે, અને વળી પ્રજાની સૂખ શાન્તિ અને આસૂદગીમા જે ફાયદો એવણ કરી શકશે તે તો જુદો ''

## સરકારી નોકરીનું છેવટ: અને તે સંબંધી સરકારી 'ઠેડાવ'

મ્યુનિસિપાલિટીમા ઉપલી નેમણુક થવાના સબબે, મનચેરજીએ, ૩૬ વર્ષની લાબી મૂદ્દત પછી, (૨૪ મી જૅન્યુઆરી ૧૮૯૩ ના દિવસે), સરકારી નોકરીથી પૅનશન ઉપર ફારેગ થવા માટે, પોતાનુ રાજીનામુ મોકલી આપ્યુ એ વેળા એઓને રૂપ્યા ૯૫૦ નો પગાર મળતો હતો, એ રીતે, સરકારના ઇજનેરીખાતા સાથનો પોતાનો લાબો સબધ છોડવાના પ્રસગે એવણના વડા મી ટી ડી લિટલ, ચીફ ઍનજીનીયરે, એવણ ઉપર એક પત્ર લખી, પોતાની લાગણી નીચે પ્રમાણે દર્શાવી

"મે જાણ્યુ છે કે તહમારા ઓધ્ધાનો અખત્યાર બીજા અમલદારને તહમે હવે આપ્યો છે, અને હવેથી આપણા વચ્ચેનો સરકારી કામકાજને લગતો સબધ ખતમ થશે જાહેર બાધકામ ખાતામા આપણે બન્ને સાથેસાથ, હવે પછી, કામ નહિ કરી શકીશુ તે માટે હુ દિલગીર છઉ, આપણ બને, સરકારી ફર્જો બજાવતા, જે સબધમા આવતા હતા તે દર્મ્યાન તહમે જે મદદ, ખુશી સાથ, મ્હને આપતા રહ્યા હતા તે માટે હું તહમારો ઉપકાર માનુ છું. મુબાઇને લગતી તેમજ બીજી બાબદો સબધી તહમારી માહિતી અને અનૂભવનો લાભ મે વારે ઘડીએ લીધો છે, અને તહમારી ઘણીએક ઉપ્યોગી મદદ માટે હુ તહમારો એહસાનમદ થયલો છઉ"

મનચેરજીની નોકરીની કદર બજવા અર્થે સરકારે, (૨૧ મી જન્યુઆરી ૧૮૯૩ ના દિને), એક 'ઠેડાવ' મારફત જાહેર કર્યુ કે "નામદાર ગવરનર ઇન-કાઉન્સિલ દિલગીર થઇ છે કે, સરકાર હેઠળની મી મર્ઝબાનની લાબી અને લાયકીવત નોકરીનો હવે છેડો આવ્યો છે"

ઉપલા 'ઠેડાવ' ના સબંધમા લખતા, 'ઇન્ડિયન ઍનજીનીયરીંગ' નો અધિપતિ, (૨૮ મી જૅન્યૂઆરી ૧૮૯૩ ના અકમા) જણાવે છે કે "જેમ લખાવુ જોઇતુ હતુ તેમજ આ લખાણ થયુ છે જે જે કામો મી મર્ઝબાને બજાવ્યા છે તે, વખ્તના વેહેવા સાથ, પોતાની મેળેજ પોતાની યાદગારી જાળવી રાખશે, અને આખા હિન્દુસ્તાનમા, આપબળથીજ વધેલા એક ઉત્કૃષ્ટ પારસી સિવિલ ઍનજીનીયરની ઉન્ચી મનશક્તિની યાદ, જાવેદાન સુધી, જાળવી રાખી શકાશે" અને મી બેહેરામજી મેહેરવાનજી મલબારીના 'ઇન્ડિયન સ્પૅકટેટર' મા, (૫ મી ફેબ્રુઆરી ૧૮૯૩ ના અકમા) એજ 'ઠેડાવ' ટાકતા, લખવામા આવ્યુ કે "જે

સ્તુતિ સરકારે આ હોદ્દાવમા કરી છે તેને મી મર્ઝબાન યોગ્ય રીતેજ લાયક છે, પણ એમની નોકરીનુ છેવટ આવ્યાથી, સરકારને તો ખોટ જશે તે વાત ખરી, પણ મુબાઇની મ્યૂનિસિપાલિટીને તો લાભકારકજ નિવડશે તેના ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયરનો ઓધ્ધો સ્વિકારીને મી મર્ઝબાને એક ભારે જોખમ ઉપાડી લીધો છે એ ઓધ્ધામા, આ પહેલ વેહેલીજ વાર, એક દેશીને નેમવામા આવ્યા છે"

## હાથ નિચેના મદદનીશ ઍનજીનીયરો.

જ્યારે મનચેરજી સરકારના ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયર હતા ત્યારે, વખતેવખત, એવણના હાથ હેથળ જે અમલદારોએ એવણના ઍસિસ્ટન્ટ તરીકે કામ કર્યું છે તેઓના નામોની નોધ અત્રે મ્હારે જાળવી રાખવી જરૂરની છે મેસર્સ ફરદુનજી કુવરજી તારાપોરવાળા, સી આઇ ઇ., (કે જેવણ પાછળથી સ્યૂપ્રિનટેન્ડિંગ ઍનજીનીયરની પદવીએ નેમાયા હતા,) ઇબ્રાહીમ અહમદી,* અલી અકબર, (જેવણ પણ, પછીથી, સ્યૂપ્રિન્ટે-ન્ડિંગ ઍનજીનીયર થયા હતા), લલીત મોહન બોઝ, અને માણેકજી હોરમસજી વછીદાર

## સરકારી ઓધ્ધા માટે બીજા હરીફો

જ્યારે સરકારી ખાતામા મનચેરજી ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયર હતા તે દર્મ્યાન એવણની ઉપરની પાયરીના ઘણાકોએ એ જગ્યા માટે અર્જીઓ વખતો વખત કરી હતી પણ તેઓ સર્વને સરકારે ના કહિ હતી, એ બીના નોધી લેવા જોગ છે

## કૉરપોરેશનમાંથી રાજીનામું.

મ્યૂનિસિપાલિટીના ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયરનો ઓધ્ધો મનચેરજીએ સ્વિકાર્યો, તેથી તેવણને, કાયદા મુજબ, તેની કૉરપોરેશનના મૅમ્બર તરીકે રાજીનામુ આપવુ પડ્યુ એ કૉરપોરેશનમા એવણ ૧૮૮૧ થી ૧૮૮૬

---

* સરકારના ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયરના ખાતાની ઑફિસનો જે ફોટો આ ચોપડીમા મેળવામા આવ્યો છે તેમા મનચેરજીના જમણા હાથ ઉપર મી અહમદી બેઠેલા નજર આવે છે—મ મ મ

કર ભરનારાઓ તર્ફથી બેઠા હતા  ૧૮૮૬ થી ૧૮૯૩ સૂધી, અને મ્યૂનિસિપાલિટિની નોકરી છોડયા પછી, ૧૯૦૪ થી ૧૯૦૭ સૂધી, 'જસ્ટિમીસ ઑાફ ધી પીસ' તર્ફથી પાછા નેમાયા હતા

## લન્ડનનાં 'ડેલી ગ્રાફિક' માં લખાંણ.

સરકારી નોકરીમાથી ફારેગ થવાના પ્રસગે લન્ડનના 'ડેલી ગ્રાફિક' પત્રે ( ૨૦ મી મે ૧૮૯૩ ના અકમા ), એવણની સબી સાથ, એવણની કારકિર્દીનો એક ટુક હેવાલ પ્રગટ કર્યો હતો તે વીશેની નોધ "પારસી પ્રકાશ" ના ત્રીજા પુસ્તકમા વાચવામા આવશે

## મનચેરજીને હસ્તક બંધાયલી ઇમારતો વિગેરે.

મ્યનિસિપાલિટીના ઍકઝીકયૂટિવ ઍનજીનીયર તરીકેની એવણની કારકિર્દીની વિગતમા ઉતરવા અગાઉ, સરકારી નોકરી દર્મ્યાંન, મનચેરજીને હસ્તકથી જે જે ઇમારતો બધાઇને તૈયાર થઇ હતી, તે સર્વની એક ટીપ અત્રે ઉતારી લઇશુ  એ ઇમારતોમાની કેટલીએકના નક્ષાઓ વિગેરે, એવણે પોતેજ બનાવી, તે ઇમારતો બધાતી હતી, તે વેળા તે માટેની દેખરેખ પણ એવણેજ રાખી હતી  અને બીજી ઇમારતોના નક્ષા જોકે બીજા શિલ્પીઓને હાથે બનાવવામા આવ્યા હતા, છતા તે ઇમારતો મનચેરજીનીજ દેખરેખ હેઠળ બધાઇ હતી  જે ઇમારતોના નક્ષા મનચેરજીએ બનાવ્યા હતા તે દરેકની આગળ આવી * એક ચોકડી ( છાપેલી ટીપમા ) મેળવામા આવી છે  દરેક ઇમારત કયા વર્ષમા બધાઇ રહિ હતી કે ઉઘાડવામા આવી હતી, તેનુ વર્ષ અને તે બાધવાનો ખર્ચ, ( જ્યાં જ્યા તે વિગત આપી શકાઇ છે ત્યા ) તે ઇમારતના નામ સાથ જણાવવામા આવ્યુ છે  સરકાર મારફત બધાયલી ઇમારતોની, અને મનચેરજીએ ખાનગી રીતે બાધેલા મકાનોની, મે બે જુદી ટીપ અત્રે છાપી છે  જે ઇમારતોના નક્ષા એવણે બનાવ્યા હતા તેમાથી કેટલીએકની સબીઓ,—તે ઇમારતો પુરી થવાના વર્ષોના અનૂક્રમે,—મે આ ચોપડીમા રજુ કરી છે



# મુંબાઇ સરકારના તાબા હેથળ બંધાયલી ઇમારતો:

---

૧ —જૅનરલ પોસ્ટ ઑફિસ માટેની ઇમારત, (કે જે પાછલથી જૅનરલ ટેલીગ્રાફ ઑફિસની ઇમારતો સાથ વપરાસમા લેવામા આવી છે) (કોટમા)—બધાઇ ૧ લી દીસેમ્બર ૧૮૭૨ ખર્ચ થયો રૂપ્યા ૫,૯૪,૨૦૦

૨— સેઠ ગોકળદાસ તેજપાલવાળી, હિન્દીઓ માટે હૉસ્પિટલ, (મૈદાનમા)—બધાઇ ૮ મી એપ્રિલ ૧૮૭૪ ખર્ચ થયો રૂપ્યા ૩,૬૭,૪૬૫

૩ —મુંબાઇ વિભાગ માટેના ટેલીગ્રાફ ખાતા સારૂ, તેમજ બ્રિટિશ ઇન્ડિયન દર્યાવર્ધી ખાતાના તારની લાઇન માટેની ઇમારત (કોટમા),— બધાઇ ૨૦ મી એપ્રિલ ૧૮૭૪ ખર્ચ થયો રૂપ્યા ૨,૪૪,૬૮૭

*૪ —ઉપલી ઇમારતના વધારા માટેની ઇમારત —બધાઇ ૩૦ મી સપટેમ્બર ૧૮૮૮ ખર્ચ થયો રૂપ્યા ૧,૫૩,૧૭૨

*૫ —હિન્દી છોડીઓ માટે ઍલેકઝાન્ડરા ઇનસ્ટિટયૂશન —બધાઇ ૧ લી સપટેમબર ૧૮૮૧ ખર્ચ થયો રૂપ્યા ૫૬,૮૬૪

૬ —સરકારી ટેલીગ્રાફ ખાતા માટેની ઇમારત, (કે જેમા તે ખાતાના સિગનલરો રહે છે) બધાઇ ૩૧ મી જૅન્યૂઆરી ૧૮૭૮ ખર્ચ થયો રૂપ્યા ૧,૩૦,૩૫૫

૭ —સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑવ આર્ટસ —બધાઇ ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૭૮ ખર્ચ થયો રૂપ્યા ૧,૯૧,૪૯૦

૮ —માહિમ મધે આવેલી સ્કૉટિશ ઑરફનેજની ઇમારત.—બધાઇ ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૭૮ ખર્ચ થયો રૂપ્યા ૮૪,૦૧૬

૯ —જૉન કૉનન (સ્કૅટિશ) હાઇ સ્કુલ, (કોટમા) —બધાઇ ૧ લી નવેમ્બર ૧૮૮૧ (એ ઇમારત માટે જે ખર્ચ અકાયો હતો

તે રૂપ્યા ૮૭,૫૫૫ નો, તે ઉપર મારેલી તખ્તિ ઉપરથી માલમ પડે છે, પણ ખરેખર થયલો ખર્ચ જણાવવામા આવ્યો નથી )

*૧૦ —શેઠ પેસ્તનજી હોરમસજી કામા, સી આઇ ઇ, વાળી સ્ત્રી અને બચ્ચાએ‌ા માટે હૅાસ્પિટલ (મેદાનમા)—ઉઘાડી ૩૦ મી જુલાઇ ૧૮૮૬ ખર્ચ થયો રૂપ્યા ૧,૭૧,૭૨૨

'૧૧ —ઇન્ડો બ્રિટિશ ઇનસ્ટિટયુશનવાળી સ્કુલ, (કોટમા)—બંધાઇ ૩૧ મી દીસેમ્બર ૧૮૮૬ ખર્ચ થયો રૂપ્યા ૧,૦૮,૩૫૬

૧૨ —પ્રૅસિડેન્સી મૅજીસ્ટ્રેટો માટે કૅાર્ટોની ઇમારત, (કોટમા)—બધાઇ ૩૧ મી દીસેમ્બર ૧૮૮૬ ખર્ચ થયો રૂપ્યા ૩,૭૩,૬૯૪

'૧૩ —સર કાવસજી જેહાગીર રેડીમની, નાઇટ, વાળી ઍલફિનસ્તન કૅાલેજ અને સરકારી દફતરોની ઑફિસવાળી ઇમારત (કોટમા), ઉઘાડી ૪ થી ફેબ્રુઆરી ૧૮૮૯ ખર્ચ થયો રૂપ્યા, ૭,૪૧,૪૯૭

૧૪ —રૅવરન્ડ જૉન વિલસનની કૅાલેજ માટેની ઇમારત (ચોપાટી), બધાઇ ૨૮ મી ફેબ્રુઆરી ૧૮૮૯ ખર્ચ થયો રૂપ્યા ૧,૪૫,૧૯૫

*૧૫ —સેઠ બમનજી એદલજી ઑાલબ્લેસવાળી સુવાવડની હૅાસ્પિટલ, (કામા હૅાસ્પિટલના કમ્પાઉડમા) (કોટમા)—ઉઘાડી ૮ મી ઍપ્રિલ ૧૮૯૦ ખર્ચ થયો રૂપ્યા ૫૯,૬૪૦

*૧૬ —સેઠ કાવસજી ધનજીભાઇ પાઉવાલા ધર્માદા ડિસપૅનસરીની ઇમારત (કોટમા)—બધાઇ ૯ મી ઍપ્રિલ ૧૮૯૦ (આ ઇમારતનો ખર્ચ ત્હેની તખ્તિ ઉપર જણાવવામા આવ્યો નથી )

૧૭ —સેઠ ફરામજી દીનશાહ પીટીટવાળી સાયનટિફિક, વૈદિક સોધ ખોળ માટે ઇમારત (ભાયખલે)—ઉઘાડી ૧૭ મી ફેબ્રુઆરી ૧૮૯૧ ખર્ચ થયો રૂપ્યા ૬૦,૨૪૨

*૧૮ —મિસ આવાબાઇ મહેરવાનજી ભાવનગરીવાળી (નર્સીસને રેહેવા માટે ની) ઇમારત (ભાયખલે) ઉઘાડી ૧૭ મી ફેબ્રુઆરી ૧૮૯૧ ખર્ચ થયો રૂપ્યા ૩૦,૬૦૫

૧૯.—બાઇ મોટલાબાઇ માણેકજી નવરોજી વાડીયાનુ (સુવાવડખાના માટેનુ) મકાન (ભાયખલે).—ઉઘાડયુ ૧૫ મી માર્ચ ૧૮૯૨ ખર્ચ થયો રૂપ્યા ૧,૫૨,૦૬૧

૨૦ —સર દીનશા માણેકજી પીટીટવાળુ (સ્ત્રીઓ તથા બચાઓ માટેની) હૉસ્પિટલનુ મકાન (ભાયખલે) ઉઘાડી ૧૫ મી માર્ચ ૧૮૯૨ ખર્ચ થયો રૂપ્યા ૧,૧૯,૩૫૧

૨૧ —સેઠ દવારકાદાસ લલુભાઇની (સ્ત્રીઓ અને બચાઓ વાલી) ઇમારત (ભાયખલા)—ઉઘાડી ૧૫ મી માર્ચ ૧૮૯૨ ખર્ચ થયો રૂપ્યા ૯,૫૯૧

૨૨ —મદ્રેસ-એ-અનજૂમને ઇસ્લામવાળી ઇમારત (કોટ મૈદાનમા)—ઉઘાડી ૨૭ મી ફેબ્રુઆરી ૧૮૯૩ ખર્ચ થયો રૂપ્યા ૧,૪૦,૦૦૦

૨૩ —યુરોપીયનોની સેન્ટ જ્યૉરજીસ હૉસ્પિટલના સ્ત્રીઓ માટેના વિભાગની ઇમારત—(ખર્ચ વિગેરેની વિગતો મળી નથી)

૨૪ —કૅથીડ્રલ બોયઝ સ્કુલ માટે ઇમારત (કોટમા) (એ ઇમારત પાછળથી ઓરીઍન્ટલ વિમા કંપનીને વેચવામા આવી છે)

૨૫ —હોલિ ટ્રિનિટી દેવળ (કોટમા)—(વિગત મળી નથી)

૨૬ —સેંટ મેરીનુ દેવળ (પરેલ)—(વિગત મળી નથી)

૨૭ —ઑલ સેંટ્સનુ દેવળ (વાલકેશવર)—(વિગત મળી નથી)

## ખાનગી માલેકીની બંધાયલી ઇમારતો નિચે પ્રમાણે છે:

*૨૮ —'શાટો પીટીટ' (વૉરડન રોડ)

*૨૯ —રોમન કૅથલિકો માટેનુ દેવળ (ગીરગામના રસ્તા ઉપર, દાખુલમા આવેલુ)

*૩૦ —પારસી સુવાવડખાનુ (કોટમા)—ઉઘાડયુ ૧૧ મી જૅન્યુઆરી ૧૮૯૫ ખર્ચ થયો રૂપ્યા ૧,૦૦,૫૪૧

*૩૧ —સેઠ બેહેરામજી જીજીભાઇ, સી. ઍસ આઇ, ચૅરિટેબ્લ ઇનસ્ટિટયુશનની ઇમારત (ક્વીન્ઝ રોડ ઉપર)—બંધાઇ ૯ મી માર્ચ ૧૯૦૯ ખર્ચ થયો રૂપ્યા ૪,૧૭,૯૬૯





[ પાનુ ૫૭

મુંબાઈ ઈલાકાના સરકારી ઍક્ઝીક્યુટિવ ઍનજીનીયરના ખાતાની ઑફિસ

[ ટાઈમ્સ પ્રેસ

## 'વિલસન કૉલેજ' ની ઇમારતના પાયાની રચના.

ઉપલી ટીપમા સરકાર હસ્ત બધાયલી 'વિલસન કૉલેજ' ની ઇમારત, જે મનચેરજીની દેખરેખ હેથળ બધાઇ હતી, તેના સબધમા એક ટુક નોધ અત્રે ટપકાવીશ જે જમીન ઉપર આ ઇમારત બધાઇ છે તે,— મ્હારી પોતાની જાણમા વરીક,—અસલ તો દર્યાવનો કિનારો હતો તેથી, ત્યા તો કાદવની, જમીન હોવાથી, આ ઇમારત માટે પત્થરનો પાયો નાખવા અગાઉ, તેના પાયા માટે, ગજાવર કદના લાકડાઓ પેહેલા મુકીને, તે ઉપર પત્થરનો પાયો બાધવામા આવ્યો છે એ કિસમનુ, મોટા વિસ્તારનુ બાધકામ મુબાઇમા થયલુ મ્હારી જાણમા આવ્યુ નથી

## બીજી કેટલીએક ઇમારતો.

સરકારી તમજ મ્યુનિસિપાલિટીના ઍનજીનીયરના પોતાના ઓહ્દાની રૂએ મનચેરજીએ જે જે કામો કર્યા છે, તે ઉપરાત નિચળા કેટલાએક માટે થાડુક અત્રે લખીશ —

મુબાઇમા, ગૉરડન રોડ ઉપર આવેલા એક રહેવાના મકાનનો નક્ષો, એદનના વેપારી શેઠ રૂસ્તમજી સોરાબજી ખરાસ માટે મનચેરજીએ બનાવી આપ્યા હતો પાછળથી આ મકાન શેઠ બમનજી દીનશાજી પીટીટે ખરીદી લઇને, તેને "રાટો પીટાટ" નુ નામ આપ્યુ છે એજ પ્રમાણે શેઠ બેહેરામજી જીજીભાઇ, સી એસ આઇ ને નામની "પારસી ચૅરિ-ટેબલ ઇનસ્ટિટયુશન" માટેની ઇમારત, (જે ચર્નીરોડના સ્ટેશન સામે ખીન્ઝ ગાડમા આવી છે,) તે પણ મનચેરજીએ તૈયાર કરેલા નક્ષાઓ ઉપરથી બાધવામા આવી છે લાનોલીમા પેહેલ વેહેલુ બધાયલુ દોખમુ એવણની બાહેધરી હેથળ બધાયુ હતુ મુબાઇના 'ઑલબ્લેસ બાગ' મા લગ્નની ક્રિયા માટે જે દિવાનખાનુ છે તે મનચેરજીને હસ્તક બધાયુ હતુ અને ગીરગામમા દાભુલમા આવેલા રોમન કૅથલિકોનુ દેવળ પણ એવણના નક્ષા ઉપરથી, એવણની દેખરેખ હેથળ, બધાયુ હતુ ૨૧ મી માર્ચ ૧૮૯૩ ની તારીખ હેથળ, મી રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, (હાઇ કોર્ટના વકીલ) ના હાથે લખાયલા "પારસી પ્રકાશ" ના ત્રિજા વૉલ્યમના પાણે ૮૧૮ મા નિચે પ્રમાણે લખાયુ છે "કદમી ધાહમબાર ફડના ત્રસ્ટી-ઓની તરફથી મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાનજીવાલા આતશબેહેરામના કપાઉડમા કદમી ધાહમબારને લગતા ઓટલાઓ એવણે કીફાયત અને

રચનાથી બાંધી આપ્યા, તથા પોતાની મેહનતનું કાંઇ લવાજમ લીધું નહીં તે માટે એક રૂપાનું વાઝ એ ફીને જમશેદજી નવરોજના એક ગુરૂના ખાણામાં ભેટ આપ્યું હતું "

જ્યારે મનચેરજી મુંબાઇની મ્યુનિસિપાલિટીના એક્ઝીક્યુટિવ એન-જીનીયર હતા, તે દર્મ્યાન જાહેર પ્રજાના ઉપયોગ માટે,—મોટી મીટિંગો વિગેરે ભરવાના કામ સારૂ,—એક કુસાદે દિવાનખાનાની એક ઇમારત બાંધવા માટે એવણે નકશા તયાર કર્યા હતા એ ઇમારત પાછળ રૂપીયા પાંચ લાખના ખર્ચનો અડસટો કાઢવામાં આવ્યો હતો, અને તે ખર્ચ બાઇ દીનબાઇ પીટીટ આપનાર હતા, અને તે ઇમારતને મરહુમ શેઠ નસરવાનજી માણેકજી પીટીટની યાદગીરી તરીકે તે નામાંકિત સાલસ ગ્રહસ્થનું નામ આપવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો આ ઇમારત હાલની મ્યુનિસિપાલિટીવાળી ગૃહદ ઇમારતની પાછળ, (કોટની પોલિસ કોર્ટ આગળ), બાંધવા ધારી હતી નકશા વિગેરે સર્વે તયાર થઇ રહ્યા હતા, અને આ 'પબ્લિક હૉલ' બાંધવા માટે પત્ર વેહવાર લગભગ પુરો થવા આવ્યો હતો, પણ—કટોકટ વખતેજ,—કેટલાક સબબોને લીધે,—આ યોજના, મુંબાઇના કમ ભાગ્યે, પડી ભાંગી, અને આજ દિન તલક, મુંબાઇની પ્રજા, પોતાની મોટી મીટિંગો ભરવા વાસ્તે—એક કુસાદે ઇમારતવિના બિનનસીબ રહી ગઇ છે કલકતાના "ધી ઇન્ડિયન એન-જીનીયરીંગ" નામના માહવારી ચોપાનીઆમાં આ 'નસરવાનજી માણેકજી પીટીટ હૉલ' ના નકશાઓ ઉપરથી લીધેલી કેટલીએક છબીઓ પ્રગટ થઇ હતી, તેમજ બાંધવા ધારેલી ઇમારતના એક લાકડાનો 'મૉડલ' (નમુનો) પણ, તેને લગતો અચ્છો ખ્યાલ બાઇ દીનબાઇને આપવા થકી બનાવવામાં આવ્યો હતો આ 'મૉડલ' ઉપરથી એક છબી ઉતરાવીને તે આ નાનકડી ચોપડીના ઇંગ્રેજી વિભાગમાં મેં મેલી છે

ઉપર વર્ણવેલી સરકારી ઇમારતો ઉપરાંત, કોટના મેદાનના લગભગ બધા રસ્તાઓ, કોટનો આખો ફ્રિઅર રોડ, (કે જેને એકવાર 'ઇસ્ટર્ન બુલેવાર્ડ' ને નામે ઓળખવામાં આવતો હતો તે), અને ઘણાએક બીજા બાંધકામો, મનચેરજીને હસ્તે થયા છે એ સઘળા બાંધવાનો એકંદર ખર્ચ, લગભગ એક કરોડ રૂપીયાનો થવા જાય છે



[ પાનુ ૫૮

**મરહુમ સેઠ નસરવાનજી માણેકજી પીટીટને નામે બાંધવા ધારેલી, પ્રજાના વપરાસ માટેની, ઈમારત**

(મનચેરજી મ૦ મઢગાને તયાર કરેલા નકશાના કરમા ઉપરથી લીધેલી છબી)

[ ટાઈમ્સ પ્રેસ

## વિવિધ ખાતાંઓ સાથેનો સંબંધ

૧૮૯૩ ની ૧૧ મી મેના દિવસે એવણને મુંબાઇની ચીફ પારસી મૅટ્રીમોનિયલ કૉર્ટના 'ડેલીગેટ' (મરહુમ સેઠ મોરાબજી રાપુરજી બંગાલી, સી આઇ ઇ ની જગ્યાએ) ચુંટી કાઢવામા આવ્યા હતા પારસી 'જસટિસીસ ઑફ ધી પીસ' તરફથી આ ચૂંટણી થાય છે, અને જે શખ્સ ચૂંટી કઢાય તેને નેમવાની બહાલી સરકાર તરફથી આપવી પડે છે કેટલાએક વર્ષો પછી, નાદુરૂસ્ત તબ્યતને લીધે, આ ઓહદ્દાનુ મનચેરજીએ રાજીનામુ આપ્યુ હતુ

એજ વર્ષની ૨૫ મી મેના દિવસે, સેઠ બહેરામજી જીજીભાઇ પારસી ચૅરિટેબલ ઇનસ્ટિટયુશનના એવણને એક ટ્રસ્ટી તરીકે નેમવામા આવ્યા હતા અને, વીસ વર્ષ સુધી તે કામ બજાવ્યા પછી, ૧૯૧૪ મા, નાદુરૂસ્ત તબ્યતના સબબે, એવણે રાજીનામુ આપ્યું હતુ સાસુન મીકૅનિક્સ ઇનસ્ટિટયુટના સરનશીન તરીકે પણ, નાદુરૂસ્ત તબ્યતના સબબે, એવણે રાજીનામુ આપ્યુ હતુ સેઠ નસરવાનજી માણેકજી પીટીટ ચૅરિટી ફન્ડના એવણ એક ટ્રસ્ટી, ૧૯૧૪ ના સાલ સુધી, હતા એ માટેનુ પણ રાજીનામુ એવણે નાદુરૂસ્ત તબ્યતને લીધે આપ્યુ છે

૧૮ મી સપટેમ્બર ૧૮૯૩ ના વર્ષથી એવણ કદમી પારસીઓના ગાહમબારોના ફન્ડના એક ટ્રસ્ટીનો ઓહદો, હજી તલક, ભોગવતા આવ્યા છે તેમજ કદમીઓના દસ્તુરને મુસારો આપવાના ફન્ડના પણ એક ટ્રસ્ટી તરીકે ૧૮૬૪ ના સાલથી, કામ કરતા આવ્યા છે

સેઠ જમશેદજી નસરવાનજી પીટીટને નામની છોકરાઓની ઑરફનેજની કમિટીના એક મેમ્બર તરીકે મનચેરજી નેમાયલા હતા, જે ઓહદાનુ પણ એવણે (૧૯૧૪ મા) રાજીનામુ આપ્યું છે ૧૯૦૧ મા એવણને સેઠ નસરવાનજી જહાંગીર વાડીયાવાલા અદેરીના દવાખાનાની કમિટીના મેમ્બર નેમવામા આવ્યા હતા, કે જે દવાખાનું ૫૦,૦૦૦ રૂપીઆના ખર્ચે સ્થાપવામા આવ્યુ છે સાસુન રીફૉરમેટરી ઇનસ્ટિટયુટ જ્યારે મુંબાઇમા (ચુના ભઠ્ઠીના હાલના લૅમિંગટન નામના રસ્તા ઉપર) હતી ત્યા સુધી તેને લગતી કારોબારી કમિટીના એવણ (સરકાર તરફથી) એક મૅમ્બર હતા પણ જ્યારે એ ઉદ્યોગશાળા, (૧૯૧૪ મા), મટુંગા ખાતે લઇ

જવામા આવી, ત્યારે નાદુરસ્તીને લીધે, એવણે રાજીનામુ આપી તે કામથી ફારેગ થયા

## મ્યૂનિસિપાલિટીના ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયર તરીકે બીજીવારની નેમણુક.

૨૫ મી જૅન્યુઆરી ૧૮૯૮ એ, મુંબાઇની મ્યુનિસિપલ કૉરપોરેશને મનચેરજીને, એવણના ઓહદાની મુદ્દત પુરી થતા, બીજા પાચ વધુ વર્ષો માટે, બીજીવાર, ઍક્ઝીક્યુટિવ ઍનજીનીયર નેમ્યા અને તે માટે એવણનો પગાર રૂપ્યા ૧૫૦૦ નો નક્કી કર્યો એ નેમણુકને સરકારે, (કાયદા પ્રમાણે આપવી જોઇએ તેમ,) બહાલી આપી હતી

## ઇમ્પ્રુવમૅન્ટ ટ્રસ્ટના સબંધમાં

જે મિલકતો વેચાતી લેવામા આવે છે તેની આકણી વિરૂધ અપીલ કરવા થકી જે 'ટ્રાઇબ્યુનલ ઑફ અપીલ' નામની કોર્ટ કાયદા મારફતે સ્થાપવામા આવી છે, તેના એક 'ઍસેસર' તરીકે મનચેરજીને (૨૦ મી ઑગસ્ટ ૧૯૦૦ એ) મ્યુનિસિપલ કૉરપોરેશને નેમ્યા હતા એ નેમણુક ઉપર એક વર્ષ એવણ રહ્યા હતા

## દિલ્હી દરબાર માટે તેડું.

હિન્દના નામદાર શાહાનશાહ સાતમા ઍડવર્ડ અને તેઓના રાણીની તાજપોશીના હિગામ ઉપર, દિલ્હી દરબાર ભરવામા આવી હતી, ત્યા હાજર રહેવા થકીનુ આમત્રણ મનચેરજીને મળ્યું હતુ પણ તે પ્રસગ માટે મુબાઇમા ભારે ધામધુમ થનાર હોવાથી, તેને લગતી ગોઠવણોમા એવણનો હાથ હોવાથી મુબાઇમાજ રહેવાની એવણે પોતાની ફર્જ જોઇ, જેથી એવણ દિલ્હી નહિ જતા, મુબાઇમાજ સરકારની પરવાનગી સાથ રહ્યા હતા, જે થકી સરકારે એક પત્ર એવણ ઉપર લખીને પોતાની ખુશાલી જાહેર કરી કે, એ રીતે, મુબાઇની ધામધુમ ફતેહમદ ઉતારવા માટે એવણે દિલ્હી જવાનુ માડી વાળ્યુ હતુ

## મ્યૂનિસિપાલિટીની નોકરી માટે રાજીનામું

મનચેરજીના મ્યૂનિસિપલ ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયરના ઓહદાની દશ વર્ષની મુદ્દત પુરી થયા પછી, એવણે એક પત્ર કૉરપોરેશનને લખ્યો કે,

નાદરૂસ્ત તબ્યતને લીધે, હવે વધારે વખ્ત, એવણથી ઍકઝીકયૂટિવ ઍનજીનીયરના ઓહ્દા ઉપર રહિ શકાશે નહિ, તેથી બીજા કોઇ અમલદારની નેમણુક કરી લેવી પણ એકાદ યોગ્ય અમલદાર તૂર્ત હિન્દસ્તાનમા મળી નહિ શકયો, તેથી કૉરપોરેશને વિલાયતથી એક મેળવવાની તજવીજ કરી પણ તેમ કરતા, વિલબ લાગવાથી, કૉરપોરેશને એવણને પોતાની ઇચ્છા દર્શાવી કે, બીજો અમલદાર મળે ત્યા સુધી, એવણે પોતાનો ઓહ્દો જારી રાખવો પણ, તેમ કરતા, નજદીક એક વર્ષ નિકળી ગયુ, અને તેથી અગ્યારમા વર્ષે, એવણનો છુટકો થયો, અને મનચેરજીએ, ૮ મી ડીસેમ્બર ૧૯૦૩ ના દિને, તે ઓહ્દો છોડયો એવણ પછી મી હૉલ નામના એક યુરોપીયનને, ઇગ્લૅન્ડથી લાવીને, એવણની જગ્યાએ મેલવામા આવ્યા પણ, માત્ર પાચ વર્ષ કામ કરીને, મી હૉલ નો રૂખસત લીધી, અને મુબાઇમાજ પોતાનો ખાનગી ધધો કરવાનો સુરૂ કર્યો

જ્યારે મનચેરજીએ પોતાનો ઓહ્દો છોડયો, તે વેળા મી હાર્વે, (કે જેવણ હિન્દી સિવિલ સરવિસ ખાતામાથી મ્યૂનિસિપલ કમિશનર તરીક નેમાયા હતા તેવણ), મનચેરજી ઉપર પત્ર લખી મોકલ્યો કે

'લગભગ અગ્યાર વર્ષો સૂધી તહમોએ મ્યનિસિપાલિટીની જે ઉત્તમ રીતની સેવા બજાવી છે, તેમજ આપણે મને સાથે સાથે કામ કરતા હતા તે દર્મ્યાન ખશી સાથ જે વફાદારીભરી મદદ તહમે મ્હને આપતા રહ્યા હતા, તે સર્વની ઘણીજ દિલમુઝ કદર બૂજવા થકી હુ આ તક હાથ ધરૂ છુ હુ દિલગીર છુ કે તહમારી તબ્યતને લીધે તહમો એ ઓહ્દામા એક વધુ મુદ્દત સુધી રહી નથી શકયા તહમે આ ઓહ્દાથી ફારેગ થયા બાદ, જેઓએ તહમારી સાથ નોકરી કરી છે તેઓની ભલી લાગણી તહમે, તહમારી એકાતવાસ જીન્દગીમા, સાથે લેતા જશો, તોપણ મ્હને ઉમિદ છે કે, હવે પછી આવતા વર્ષો સૂધી, જાહેર પ્રજા સબધી આ શેહેરના કામો માટેની તહમારી અતિઘણી કૂપળતા, અનૂભવ, અને તહમારી ઉલટનો લાભ તે પ્રજા મેળવતી રહેશે "

મનચેરજીએ પોતાનો ઓહ્દો છોડયા પછી, એવણના હાથ નીચેના કામદારોએ એવણને એક જયાફત આપી હતી, તે વખ્તે નજદીક ત્રણસો આસામીઓ હાજર હતા ખાણુ પુરૂ થવા બાદ, એક 'ઇવનિંગ પાર્ટી'

પણ કરવામા આવી હતી, જે પ્રસગે મ્યુનિસિપાલિટીના એવણના હિન્દુ તેમજ બીજી કોમના કામદારો પણ સામેલ થયા હતા  કૉરપોરેશનના મેમ્બરોએ પણ એક ખાણુ, રિપન ક્લબમા મનચેરજીને આપ્યુ હતુ  તે પ્રસગે કૉરપોરેશનના પ્રૅસિડન્ટે તે ખાણાનુ પ્રમુખપદ લીધુ હતુ, અને સર ફીરોઝશાહ મેહેરવાનજી મેહેતાએ એક સભાષિત ભાષણ મનચેરજીની તરફેણમા કર્યુ હતુ

## નૅશનલ કૉનગ્રેસનું એક્ઝિબિશન.

૧૯૦૪ મા મુબાઈમા નૅશનલ કૉનગ્રેસ તરફથી જે મોટુ ઍક્ઝિબીશન (પ્રદર્શન) ભરવામા આવ્યુ હતુ, તેના નકશા મનચેરજીએ તૈયાર કર્યા હતા  તેમજ તે ઉપરની દેખરેખ પણ એવણને હસ્તક હતી  આ પ્રદર્શન ફતેહમન્દ થયુ હતુ એવુ ચોતરફથી કબૂલ કરવામા આવ્યુ હતુ

## મુબાઈના 'શેરિફ'

૧૯૦૬ ના સાલ માટેના 'શેરિફ' તરીકે સરકારે મનચેરજીને નેમ્યા હતા  આ નેમાણુક માટે પ્રજા તરફથી જેટલી ખાહેશ બતાવવામા આવતી હતી તે રીતે, જાણે એક આગાહી તરીકે મુબાઈના એક ઇંગ્રેજી વર્તમાન પત્ર, નીચે પ્રમાણે, (તે નેમણુક થવાની કેટલાક મુદત આગમજથી) લખ્યુ હતુ કે "એવી વાત ચાલી રહિ છે કે મી મર્ઝબાનને, આ શેહરના, હવે પછીના 'મયર' (હિન્દી શેહરના 'શેરીફ' કહે છે તે તરીકે) નમવામા આવનાર છે  એવણના કરતા કોઈપણ બીજુ આસામી આ માન માટે વધારે લાયકતા હશેજ નહિ  એ માન તો, જાણે આ શેહર તરફથી એમની જેહેમતોના બદલા તરીકે આપવામા આવશે  સરકારે એ નમણુક કરવામા પસ્તાત નહિ રેહેવુ જોઈએ"

જ્યારે 'શેરીફ' હતા ત્યારે, મુબાઈના ગવરનર, લૉર્ડ લૅમિંગટનના સસરા, લૉર્ડ ન્યુલૅન્ડ્ઝ, મરણ પામવાથી તે થએલો દિલાસાનો સન્દેશો, શેહરીઓ તરફથી, મનચેરજીએ ગવરનરને મોકલ્યો હતો  અને જ્યારે ઇંગ્લૅન્ડના રાણીમાતા ઍલેકઝાન્ડ્રાના પિતા (ડેન્માર્કના રાજા) મરણ પામ્યા ત્યારે પણ એક દિલાસાનો સન્દેશો એવણે, શેરીફ તરીકે, ઇંગ્લૅન્ડના રાજા રાણીને, તાર મારફત, રવાના કર્યો હતો



[પાને ૬૨

મુંબાઈની મ્યુનિસિપાલિટીના ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયરનાં ખાતાંના અમલદારો

[ટાઈમ્સ પ્રેસ

# મુંબાઈની મ્યુનિસિપાલિટીનાં સંબંધમાં બજાવેલાં કામકાજનો સંક્ષેપમાં અહેવાલ

હું પોતે લખું તે કરતા બેહતર કે 'ધી ઇન્ડિયન ઍન્ડ ઇસ્ટર્ન ઍનજીનીયર' નામના જાણીતા માહવારી (ઍપ્રિલ ૧૯૦૮ના) અંકમા નીચે પ્રમાણે જે અહેવાલ આવેલો છે, તેજ અત્રે ઉતારી લીધાથી પુરતુ થશે

"મ્યુનિસિપાલિટીના ઍક્ઝીક્યુટિવ ઍનજીનીયરના ઓહદા દરમ્યાન, મી. મરઝબાને જે જે, ઘણાજ અગત્યના, કામો પાર ઉતાર્યાં છે, તેમા મુંબાઈની પ્રજાની તન્દુરસ્તીના સંબંધમા અગત્યનુ જે એક કામ બજાવ્યુ છે તેની અત્રે વિગત આપીશુ. અત્યાર અગાઉ, ઘણાએક વર્ષો સુધી ચાલુ, શેહેરનો કચરો પુરેપુરો મહાલક્ષ્મીના મેદાનમા જમા કરવામા આવતો હતો, અને, તેમ થવાથી, રેહવાશીઓને ભારે હેરાનગતી ખમવી પડતી હતી. બરોબર બોલતા તો, કેટલાએક લોકો તો એમજ માની લેતા હતા કે, એ રીતે, ત્યા કચરાનો જમાવ કરવાથીજ શેહેરમા મરકી ફેલાઈ હતી. એ કચરાની વ્યવસ્થા બીજી શી રીતે કરવી તે બાબદ ઉપર કૉર્પોરેશન તેમજ મ્યુનિસિપાલિટીના અમલદારો, ઘણી લાંબી મુદ્દત સુધી, વિચારમા ગુંચાયલા હતા પણ તેહનો એક યા બીજી રીતે નિવેડો લાવવામા આવ્યો નહિ હતો. ત્યાર બાદ, મી. મરઝબાને એ બાબદ પોતના હાથમા લીધી અને પરિણામ, એવણે આ કચરાનો નિકાલ—જુદી જુદી રીતોએથી—લાવવાની સુચનાઓ કરી, જેવીકે, બાળી નાખીને કે પાના રેલવેથી કે દયાન મારફત દુર લઇ જઇ નાખવાની. છેવટે, કૉર્પોરેશને એવો ઠેરાવ કર્યો કે એ કચરો દુર લઇ જવાની યોજના અમલમા મેલવી, કે જે વખતે એવણની સુચના કબુલ કરી કે કચરાને, (કુરલા ગામ મધે આવેલુ દેવનાર ગામડુ કે જે) મુંબાઈથી આસરે સાત માઈલ છે ત્યા દુર લઇ જઇ નાખવો. હાલમા, ત્યાજ બધો કચરો, વસ્તીથી દુર, નીચાણમા આવેલી જમીન ઉપર નાખવામા આવે છે. આ જમીનની કચરાથી પુર્ણી કરવાનુ કામ ચાલુ છે, અને અત્યાર અગાઉ તો ઘણીક એકર જમીનની, એ રીતે, પુર્ણી વટીક થઇ ચુકી છે. નીચાણમા આવેલી આ જમીન, કે જે, એકવાર, આજુબાજુએની જગ્યાઓને એક પીડાસમાન અને ત્રાસ આપતી થઇ પડી હતી,—તેજ જમીન હવે, થોડીજ મુદ્દતમા, ખેતી કરવા લાયકની થઇ પડશે, અને એવી વકી રાખવામા આવે છે કે આશરે ત્રીસ વર્ષની મુદ્દતમા, એજ જમીનમાથી

મ્યુનિસિપાલિટીને, વર્ષ દહાડ, એની મારફત એક લાખ રૂપ્યાની મેહેસૂલ, થશે  આ કામ મીસ્તર પી સી એચ સ્નો, (આઇ સી એસ)ના, મ્યુનિસિપલ કમિશનર તરીકેના, ઓધ્ધાની મુદ્દત દર્મ્યાન હાથ ધરવામા તેમજ પુરુ કરવામા આવ્યુ હતુ  અને એ કામ પુરૂ થવે મી સ્નોએ, મી મર્ઝબાનને લખ્યુ કે "ખરા દિલોજાનથી મ્હારે તમુને મબારકબાદી આપવાની છે કે, મુબાઇ શેહેરના કચરાને લગતી તમારી આ યોજનાને તમે પાર ઉતારી છે, પ્રજાની તન્દુરોસ્તી સબધી એ કામ એક અતિઘણુ અગત્યનુ હતુ, કે જે માટે હિમત હારી ખવાડે એવી હેમતનાક હરકતો છતા, તમે તે ફતેહમન્દીથી પાર ઉતારવા થકી, જે ધીરજ સાથની ચિવટાઇ અને ઉત્સાહને વળગી રહ્યા હતા, તેનુ જરાકે જરાક માન તમોને એકલાનેજ ઘટે છે"* [મી સ્નોનુ આ પત્ર ઉતારી લઇને ઉપલુ માહાવારી ચોપાન્યુ લખે છે કે]

"શેહેરમા મરકી પેહેલવહેલી શરૂ થઇ ત્યારથી, મી મર્ઝબાનના ખાતાએ તે મરકીના સબધમા ઇજનેરી ખાતાને લગતુ ત્યામ કામ બજાવ્યુ હતુ  જેનરલ (ત્યારપછી થયલા સર) વિલિયમ ગૅટેકરના પ્રમખપણા હેઠળ, જે 'પ્લેગ કમિટી' સરકારે નેમી હતી, તે કમિટીએ મરકીના સબધનુ એનજીનીયરીગ કામ પણ પોતાનાજ હાથમા રાખ્યુ હતુ, પણ, એ રીતની ગોઠવણ નિષ્ફળ નિવડ્યાથી, તે તુર્તજ મી મર્ઝબાનને હસ્તક સોપવામા આવી હતી, અને મરકીની સર્વે કામચલાઉ હોસ્પિટલો સ્થાપવાનુ બધુ કામ મી મર્ઝબાનનાજ હાથમા મેલવામા આવ્યુ હતુ

"ઉડતા રોગો સબધી ઘડાયલા કાયદાની બાહેધરી હેઠળ, શેહેરમા આવેલા અસૂખાકારી ભર્યા મકાનાને સુધારવાનુ કામ મી મર્ઝબાનને હસ્તક મેળાય હતુ  અસખ્ય મુશ્કેલીઓને લીધે, આ કામ મી મર્ઝબાનને માટે અતિઘણી ઇન્તેજારી ભર્યુ થઇ પડ્યુ હતુ  શેહેરના કગાળ, ઉતરતી પક્તીના રહેવાસીઓની ગીચ અને ગલીચ વસ્તીવાળા સર્વ માહોલ્લાઓની, અને નજદિક તેર હજાર ઘરોની તપાસ કરીને, તે સબધી રીપોર્ટ કરવામા આવ્યા છે  તે મધ્યેથી ઘણાક ઘરો તો મરકીની શરૂઆતથીજ તપાસવામા આવ્યા હતા  અને એ બધુ કામ અતિ ઘણુ જોખમ

* આ યોજનાને લગતી વિગતો, આગળ જતા, મે વિસ્તારીને રજુ કરી છે —મ મ મ



[ પાને ૯૮.

**"શાટો પીટીટ,"**

વૉરડન રોડ

[ટાઈમ્સ પ્રેસ

( પાછળથી અસલ મકાનમા ફેરફાર કરવામા આવ્યા છે )

અને ધાસ્તી ભર્યું હતુ એ સઘળી સખ્યા મધેથી બાર હજાર ઘરો તો વસવાટ માટે બિલકુલ નાલાયક માલમ પડયા છે, અને તેઓમા ઘટતો સુધારો કરવા થકી ઘટિત પગલા લેવામા આવ્યા છે લોકોમા બિહિલી નહિ બરપા થાય તેવી રીતે આ મુસ્કિલ કામ કરવા માટે ઘણીક કળવળથી કામ લેવાની જરૂર પડી હતી જ્યારે સર ઍનડ્રયુ વિનગેટ ( માજી પ્લેગ કમિશનર ) ફર્લોની લાબી રજા ઉપર જવાની અણી ઉપર હતા, ત્યારે તેવણે મી મર્ઝબાનને લખ્યુ કે

"જે કામ બજાવવાનુ હતુ તેમા તહમારો કેટલો હાથ હતો તે થકી હવે કઇક મ્હને માહિતી મલી છે અને, તહમારી રજાથી હુ કહેવા માગુ છુ કે તહમે મુબાઇ શેહેર માટે જે કામ બજાવી ચુકયા છો, અને હજી પણ બજાવતા રહ્યા છેવો, તે માટે હુ કેટલુ બધુ ઉન્ચુ મત ધરાવુ છુ, અને હજી, ભવિષ્યમા પણ, તહમારી ભારે પ્રવિણતા સાથ આ શેહેર માટે તે કામ બજાવી શકશો, તે માટે મ્હને કેટલી બધી ઉમિદ છે તહમારાથી વાકેફ થવા માટે હું ખરેજ આનદ થતો રહ્યો છઉ, અને તહમારી સાથે સાથ કામ કરવા થકી મ્હને ઉત્તેજન મળતુ રહ્યુ છે"

મુંબાઇ શેહેરમા જે મોટી સખ્યાના કામો અને જે સુધારા-વધારા, મનચેરજીએ (જ્યારે મ્યૂનિસિપાલિટીના ઍક્ઝીક્યુટિવ ઍનજીનીયર હતા, ત્યારે તેવણે ) કર્યા હતા, તેમાના થોડાક વિષે, ઉપલાજ છાપામા, નીચે પ્રમાણે, વિગત આપવામા આવી છે

"( ૧ ) શેહેરનુ મેળુ દ્યાવમા નાખવા થકી મહાલક્ષમીના લવ ગ્રાવવાળા મકાનમા નવા વરથિગટન ટ્રિપલ ઍકસપૅનશન પમ્પિગ ઍનજીના મુકવાનુ કામ ( ૨ ) ભડારવાડાના પાણીના બાધકામોમા પાણી ગાળવા માટે વધુ ફિલટરો મેળવાનુ કામ ( ૩ ) શેહેરના જુદા જુદા ભાગોમા આગના બૃબાઆ માટેના મકાનની ઇમારતો ( ૪ ) ભૂલેશ્વરની મારકેટ અને નિશાળો, અને કોલાબાની મારકેટ ( ૫ ) રે રોડ, મૉરલૅન્ડ રોડ, અને કલ્બ સ્ટ્રિટ બનાવવાનુ, અને ગિલડર સ્ટ્રીટને, કોનૉટ રોડને, સસેકસ રોડને, અને વિસન્ટ રોડને લબાનવાના કામો ( ૬ ) શેહેરના, જુદા જુદા ભાગોના, ઘરો સાથ નળોના જોડાણો કરવાનુ કામ ( ૭ ) શેહેરના જુદા જુદા ભાગોમા પાણી પુરૂ પાડવા માટ નવી મોટી પાઇપો

"મ્યૂનિસિપાલિટીને લગતો સરકારી કાયદો, અને ઘરો બાધવા થકીના પેટા–કાનુનો, ઘણીક રીતે, અધુરા માલમ પડયા હતા, અને

જોઇતી રીતે મજબૂત નહિ હતા એવુ પણ માલમ પડવાથી, ઘરો બાંધવાને લગતી, તેમજ રસ્તાઓને લગતી જે કલમો હતી તે સર્વ મી મર્ઝબાને, ફરીથી તપાસીને, તેમાની ભૂલચૂક વિગેરે સુધારી લેવાડવાની નોધ લીધી હતી, અને આશા છે કે અવણે જે જે સૂચનાઓ કરી છે, તેને અનૂસરીને મ્યુનિસિપલ કાયદો અને પેટા–કાનૂનો ટુક મૂદ્દતમા સુધારવામા આવશે *

"શેહેરની રોશનીમા પણ અતિ ઘણો સૂધારો, થોડાજ વખ્ત ઉપર, કરવામા આવ્યો છે આગળતો, શેહેરમા માત્ર ૧૪ મીણબત્તીથી મળે તેટલીજ રોશનીની, સાધારણ રીતે બળતી, ગૅસની બત્તીઓ મેલવામા આવેલી હતી, અને તે ઉપર રૂપ્યા ૨,૮૩,૩૫૦ નો ચાલુ ખર્ચ થતો હતો પણ મી મર્ઝબાને પેહલ કાઢીને, તે બધા ફાણસોમા ઇનકૅનડેસન્ટ ગૅસની બત્તીઓ મેલાવી, અને તેવી દરેક બતી ૨૮ મીણબતીથી મળે તેટલીજ રોશની, રૂપ્યા ૨,૨૪,૪૨૬ ના ખર્ચે, મેલવામા આવી હતી એ રીતની ગોઠવણથી શેહેરને તો રૂપ્યા ૫૮,૯૨૪ નો ફાયદો થયો હતો, અને એટલા ઉગારા છતા, શેહેરની રોશની બેહેતર થવા પામી હતી બીજા ઘણાએક સુધારાઓ પણ એમણે દાખલ કર્યા છે, પણ તે અત્રે દર્શાવવાની જરૂર જેવુ જણાતુ નથી"

## 'ટાઇમ્સ ઑાવ ઇન્ડિયા' માં મનચેરજીએ લખેલુ પત્ર.

'ટાઇમ્સ ઑાવ ઇન્ડિયા' એ (૨ જી ઑાગસ્ટ ૧૮૯૭ ના) અકમા એક લખાણ કરવાના સબબે, મ્યૂનિસિપાલિટીના ઍકઝીક્યૂટિવ ઍનજીનીયર હતા ત્યારે, મનચેરજીએ, તેના જવાબમા એક ખોલાસાવાર પત્ર, પોતાની સહી સાથ છપાવ્યો હતો અત્રે જણાવીશ કે મનચેરજી જો કે એક અચ્છા બોલનાર તરીકે જાહેર મડળો અને મીટિંગોમા જાણીતા થયલા હતા, પણ ન્યૂસપેપરોમા લખાણ કદાચિતજ કરતા 'ટાઇમ્સ ઑાવ ઇન્ડિયા' મા લખેલા પત્રનો નીચે પ્રમાણે મે તરજુમો કર્યો છે

"ટાઇમ્સ ઑાવ ઇન્ડિયાના અધીપતી જોગ,

જત,—ચાલુ માસની તા ૨ જી ના તુમારા ઍડિટોરીયલ લખા-

---

* ઉપલુ લખાણ લખાયા પછી, મુબાઈની મ્યૂનિસિપાલિટીને લગતા કાયદા, અને તેના સબધના પેટા-કાનૂનો, સુધારીને, ફરીથી પસાર કરવામા આવ્યા હતા —મ મ મ

ણમા, મુંબાઇને તેની આગળી સખશાન્તી અને આબાદ સ્થિતી ઉપર પાછુ લાવવા કાજ ઘટતા પગલા લેવાની જરૂર્યાત ત્હમે નીચે પ્રમાણે બનાવો છો

(૧) શેહેરના મોટા વિસ્તારમા પાણી પચપચી રહ્યુ છે તેનો નિકાળ લાવવો, (૨) શેહેરની ગટરો અને મેળુ ખસેડવાની યોજના પુરી કરવી, અને તે સાથ ઘરના જોડાણો પુરા કરી લેવા, (૩) જુદા જુદા વિભાગોમા, જ્યા વસ્તીની ઘણી ગીપચી થઇ હોય ત્યા રસ્તાઓ બનાવવા, અને હવા અજવાળા થકી ખુલ્લી જગ્યાઓ મેલવી (૪) મજૂર વર્ગના વસ્વાત માટે સખાકારી ભરી જગ્યાઓમા નમૂનેદાર ઘરો બાધી આપવા, (૫) મુબાઇના ટાપુની બ્હાર, શેહેરનો કચરો લઇ જવાની ગોઠવણ, (૬) મરણોની નોધ રાખવાની કઇ ભરોસેદાર ગોઠવણ, અને (૭) તન્દરોસ્તી ખાતાની નવેસરથી ગોઠવણ કરવી

"ત્હમે છેલ્લે લખોછો કે, આ બધી અગત્યની બાબદોમા, માત્ર છેલ્લી ટાકેલીજ બાબદ, અત્યાર સુધીમા, કઇક નિયમીત રીતે હાથમા લેવામા આવી છે મ્હારે કહેવુ જોઇએ કે, ત્હમે જે જે સુધારાઓ સૂચવ્યા છે, તે બધા અમલમા મેળવાની જરૂર મ્યૂનિસિપલ કૉરપોરેશને અત્યાર અગાઉની જોઇ લીધી હતી અને તેમાની ઘણીકતો અત્યાર આગમજની હાથ ધરવામા આવી છે, અને તેને લગતુ કામ પણ આગળ વધ્યુ છે અને બીજા સુધારાઓ અમલમા મેલવા થકી, તે ઉપર ધ્યાન પુગાડવામા આવ્યુ છે, અને આશા છે કે તેઓને અમલમા મેલવા માટે કઇ ઘણો વખત લાગશે નહિ આ શેહેરના, મોટી વિસ્તારના પાણીથી પચપચી રહેલા ભાગોના સબધમા, જે પેહેલી અને ઘણીજ અગત્યની બીના છે, તે એ કે ખુલ્લી જગ્યાઓમા પચેલા પાણી દૂર કરીને અને તેમા ભરાઇ રહેલુ વરસાદનુ પાણી ઝડપથી દર્યાવમા કાઢી લઇ જવાની ગોઠવણ કરવી ગટરો માટે જે ખાસ ઍનજીનીયર છે, તેઓએ એ ગોઠવણ અમલમા મેલવાની એક યોજના તૈયાર કરવા માડી છે કદાચિત, થોડાક અથવાડીયામા, આ યોજના નક્કી કરવામા આવશે, અને વરસાદની આખેરીએ, કે તેવી કોઇ નજદિકની મૂદ્દતમા, કૉરપોરેશન સનમૂખ તે લાવવામા આવશે જમીનની ઉપર જમા થયલા, તેમજ ત્હેના પેટામા પચેલા પાણી દૂર કરવાની બીજી ગોઠવણો તે પછી હાથ ધરવામા આવશે પણ એનો સ્પષ્ટ છે કે, સર્વથી વધુ તાકિદના કામનો નિવેડો પેહેલે લાવવો જોઇએ ગટરની ગોઠવણ, તેમજ મેળુ ખસેડવા માટેની ગોઠવણ પુરી

કરવાની, તેમજ ઘેરે સાથ ગટરોના જોડાણ કરવાની બાબતના સંબંધમા જણાવીશ કે મજગામ ડિસ્ટ્રિક્ટ (કે જેમા ભાયખલાના, નાગપાડાના, ડૂગરી અને બાગ તલાવના થોડાક ભાગો આવેલા છે, તે સર્વેના) થોડા થોડા ભાગો માટેની ગટરોનું કામ, કેટલોક વખત થયો, ચાલુ થયલુ છે, અને, 'ગ્રૅવિટેશન' ની રૂટી ઉપર, તે ગટરોનુ કામ થાય છે મજગામ વિભાગની બીજી ગટરો (કે જેની ગોઠવણ કડક કડક બાંધવાની રૂઢી ઉપર રચાઇ છે) તેને હાથ ધરવાની મંજૂરીત મળી ચુકી છે, અને તેથી, જે વખત જાય છે તે દર્મ્યાન, તે હાથ ધરવામા આવશે ઘોડદોડની શર્તવાળો વિભાગ,—કે જ્યા 'ગ્રૅવિટેશન' ની રૂઢી ઉપર ગટરો કરવામા આવશે,—તેને લગતુ કામ હાથ ધરવામા આવ્યુ છે, અને મનમાનતી રીતે તેનુ કામ ચાલ્યુ છે શેહેરના ઉત્તરભાગો (કે જ્યાની ગટરો કડક કડક કામમા લાવવામા આવનાર છે તેને લગતી) ગટરો માટેના ખર્ચની, હવાના આવજાવ યંત્રની પાઇપો માટેના ખર્ચની, અને હવાને દબાણથી દાખલ કરવા માટે (વચ્ચોવચમા ગોઠવવામા આવનાર) સંચાકામ માટેના ખર્ચની બહાલી થોડાજ વખત ઉપર કૉર્પોરેશને આપી છે ઘરોને ગટરો સાથ જોડાણ કરવા થકી જે કામ ચાલુ છે, તે કોલાબામા, પરલમા, માડવીમા, અને ખબાલા હિલના વિભાગોમા છે કર્નાક રોડ અને મુગભાટ લેનમા ઍક્ઝીક્યૂટિવ ઍનજીનીયરનુ ખાતુ એ કામ થોડાજ વખતમા શિરૂ કરનાર છે

"શેહેરના ગીચ વસ્તીવાળા ભાગોમા નવા રસ્તાઓ કાઢવાની બાબતમા અત્રે કેહેવુ જોઇએ કે માહાલ્લાઓ પોહોલા કરવાની, તેમજ નવા રસ્તાઓ બનાવવાની દરેક તકનો લાભ લેવામા આવે છે નક્કી કરેલી હદની અન્દર આવેલુ કોઇ ઘર જ્યારે પણ પડી જાય છે કે તે તોડી પાડવામા આવે છે, અને તેમ કરીને જે જમીન તે હદમા આવેલી હોય છે તે લઇને નવા બંધાનાર ઘરને પાછળ હઠાડવામા આવે છે અને તે મોહોલ્લા તે ઠેકાણે પોહોલા કરવામા આવે છે અગ્રિપાડા વિભાગના કેટલાએક નવા રસ્તાઓ, ઘણો મોટો ખર્ચ કરીને, પુરા કરવામા આવ્યા છે, અને બાકીના બીજા રસ્તાઓ, વર્સાદ પછી, તૂર્તજ શિરૂ કરવામા આવશે મજગામમાથી પસાર થતો વારીબન્દરનો રેલ્વે લૅવલ ક્રૉસિંગ અને નવા રે રોડને જોડી નાખનાર એક નવો રસ્તો થોડા વખતમા હાથ ધરવામા આવશે આ રે રોડ, ટાકબન્દર આગળ, પોર્ટ ટ્રસ્ટીઓએ બાંધ્યા છે એ રસ્તો કાઢવા માટે જે જમીનની જરૂર છે, તે અત્યાર

અગાઉની વેચાતી લેવામા આવી છે, અને બાકીની જમીનો વેચાતી લેવાનુ કામ, હાલમા, મ્યુનિસિપલ ઍકઝીક્યટિવ ઍનજીનીયરના હાથમા છે ગીચ વસ્તીવાળા, સાકડા ડીલિમા સ્ટ્રીટ અને કૉપર સ્મિથ રોડ ઉપર ગાડાઓના આવજાવનો જે મોટો મારો હાલમા પડે છે તેમા, ઘણે દરજ્જે, આ નવો રસ્તો બધાયાથી, ઘટાડા થવા પામશે

"ધોબીતળાવના કેટલાએક જુના અને કગાળ ઘરો, કે જ્યા મરકીના, મોટી સખ્યામા, કેસો થયા હતા, તે ઘરો તોડી પાડવામા આવ્યા છે, અને તેથી જમીન મેલવવાની જે તક મલીછે તે હાથ કરીને, ગીરગામ રોડથી ટ્રિનિટી સ્ટ્રીટ સૂધીનો એક રસ્તો બાધવામા આવશે અને આખરે, તે રસ્તો કવીન્સ રોડ સુધી લબાવી શકાશે એમ કર્યાથી, ધોબીતળાવના ભાગ, કે જે હાલમા ઘણોજ અસુખાકારી ભર્યો છે, તે બદલો કરી શકાશે એ ભાગમા કૉલરા અને બીજા ઉપદ્રવો વારેવડીએ ફાટી નીકળે છે

"ભીડીબજાર આગળના પીરૂ લેન નામના ગડીલા અને ગીચ વસ્તીવાળા મોહોલ્લામા ઘણાએક ઘરો પણ તોડી પાડવામા આવ્યા છે, અને તેને લગતી જમીનો વેચાતી લઇ, તે મોહલ્લો પોહોળો કરવાનો ઇરાદો રાખવામા આવ્યો છે એમ થયાથી મુસલમાનોના ગીચ વસવાટવાળા એક ભાગને ઘણેક દરજ્જે સુધારી શકાશે

"ગામનો કચરો મુબાઇની બહાર લઇ જઇ નાખવાના સવાલ ઉપર પણ મ્યુનિસિપલ ઍકઝીક્યટિવ ઍનજીનીયરે પોતાનુ ધ્યાન પુર ગંભીર રીતે પુગાડ્યુ છે આરથર રોડ માટેની રેલ્વે સાઇડિંગો અને પ્લૅટફૉર્મ થકીની જગ્યા તૈયાર કરવામા આવી છે, અને સાઇડિંગ માટે પાટા નાખવાનુ કામ અત્યાર અગાઉનુ શિરૂ કરવામા આવ્યુ છે, અને પ્લૅટફૉર્મ બનાવવાનુ કામ ટુક મુદતમા હાથ ધરવામા આવશે કુરલામા રેલ્વ સાઇડિંગો નાખવા થકીની જમીનો, અને ચીમ્બુરમા કચરો નાખવા માટેની જમીનો, ઍકઝીક્યટિવ ઍનજીનીયર લેતા જાય છે, અને જે જે જમીનોના સબધમા લૅન્ડ ઍકવિઝિશન ઍકટનો ઉપયોગ કરવો પડશે, તો તેમ પણ કરવામા આવશે કચરો લઇ જવા થકીના વૅગનો (ડબ્બાઓ) બી બી ઍન્ડ સી આઇ રેલ્વેના કારખાનાઓમા બનાવવામા આવે છે

"સુખશાન્તીને લગતુ બીજુ એક અગત્યનુ કામ, (કે જે વિષે તમે લખ્યુ છે), તે માટે શેહેરના ઘરોની તપાસ હાથ ધરવામા આવી છે હાલમા, કામાટીપુરા અને તેની નજદિકમા આવેલા વિભાગોમા, ઍકઝી-

ક્યુટિવ ઍનજીનીયરના એક અસિસટન્ટ અને ચાર ઇન્સપૅકટરોની એક ટોળી ઘરેઘરની તપાસ કરવામા રોકાઇ છે બીજી એક ટોળી, ખદ ઍકઝીક્યુટિવ ઍનજીનીયરની પોતાની દેખરેખ હેઠ , ધોબીતળાવના અને કાળબાદેવીના ઘરોની તપાસ લ્યેછે ઓછામા - ઓછા ૧૧૦૦ ઘરો તો, અત્યાર અગાઉના, તપાસાઇ ચૂકયા છે, અને એ । વકી રખાય છે કે, આ ચોમાસાની આખરી તૂલીકમા, બીજા ... ઘરોની તપાસ પુરી થઇ જશે એ તપાસ દર્મ્યાન, ઘરોની હાલની હાલત, તેઓમા જે જે ખામીઓ હોય તે, અને વસવાટ માટે તેઓને યોગ્ય કરવા જે જે સુધારાઓની જરૂર જણાય, તે સર્વ નોધી લેવામા આવે છે ચોમાસા પછી સત્તાધિકારીઓને જે રીપૉર્ટ કરવો ઘટશે તે કરવામા આવશે, અને અસૂખાકારી ભર્યા મકાનોને સુધારવા માટે શુ ઉપાયો લેવા તે નક્કી કરવાનુ કામ તેઓની મ્રનસફી ઉપર રહેશે

"પ્રત્યૃકો રૅજીસ્ટર કરવા માટે, ભરોસો મેલી શકાય એવી કઇંક રૂઢી દાખલ કરવાને લગતા સવાલ ઉપર હમણા વિચાર ચલાવવામા આવે છે, પણ એ બાબદ ઘણી ગુચવણ ભરેલી છે અને તેના સબધમા મ્યુનિસિપલ ઍકટમા ઘણાએક ફેરફારો કરવા પડશે

"જે જે વિવિધ સુધારાઓ વિષે તહમે લખ્યુ છે, તેમાથી કૉરપોરેશને માત્ર એક જે નથી હાથ ધર્યો તે મજૂર વર્ગના વસ્વાટ માટેના નમુનેદાર રેહેઠાણોને લગતો છે એવી આશા રાખી શકાય છે કે વધારે અગત્યના જે કામા હાલમા હાથમા છે તે પુરા કર્યા પછી, એ બાબદ ઉપર પણ ધ્યાન પુગાડવામા આવશે

"એ વાત ખરી છે કે, શેહેરના ગીચ ભાગોમા વધુ નવા મોહોલ્લાઓ ઉઘાડવાની જરૂર છે, પણ, જેમ કેટલેક ઠેકાણે ધારવામા આવેછે તેટલુ કાઇ એ કામ માથે લેવાનુ સહેલુ નથી એ સુધારાઓ કરવાની આડે જે નડતરો આવે છે તેમા, ઘરને તોડી પાડવાની, જમીનો હાથ કરવાની, ધર્મના કામ થકી વપડાતા મકાનો ખસડવાની, કબ્રસ્તાનોના થોડાક ભાગો કામમા લવાની,—એવી અને બીજી કટલીએક મૂશ્કેલીઓ ધ્યાનમા રાખવાની છે તે ઉપરાત, શેહેરના ગીચ વસ્તીવાળા ભાગોમા આવેલી જમીનોની કિમત એટલી તો મોટી છે કે, એવા કામો ઝડપથી પાર ઉતારવાનુ અશ્કય જેવુ છે

"ઉપર પ્રમાણે લખ્યાથી હવે જોઇ શકાશે કે તહમારા લખાણમા જે જે બાબદો માટે જણાવવામા આવ્યુ છે તે સર્વ ઉપર, કૉરપોરેશનને નાણાની

જેટલી જોગવાઇ છે તે ગણત્રીમા લેતા, હાલમા ધ્યાન આપવામા આવે છે. પણ ધ્યાન રાખવાની જરૂર છે કે, આ બધી યોજનાઓ પુરી કરવા પાછળ ઘણોજ મોટો ખર્ચ કરવો પડશે, કે જેને પુગી વળવાનુ કામ,—જોઇએ તો તે માટેના ખર્ચ થકીના નાણા કઢાવવા માટે કૉરપોરેશનને જે સત્તા મળી છે તે પુરપુરી રીતે અમલમા પણ મેળાય તોયે પણ,—તે કામ મ્યુનિસિપાલિટિની હાલની શક્તિની ઘણી ઉપરાત જેવુ છે. મર્કીને લીધે, જે ભારે અને ચાલુ ખર્ચ કરવો પડે છે તેથી નાણા સબધી ઘણી નૂકશાની થાય છે, અને તેમ થવાથી ઘણાએક ન્હાના પણ અગત્યના કામોને મૂલતવી રાખવા પડે છે અને મુબાઇ શેહેર પૈસાની બાબદમા ગમે એવુ આબાદ હોય તોયપણ, બીજા મોટા ખાતાઓની માફકજ, તેની મેહેસૂલીને લગતો વહિવટ ધન્ધાદારીઓને છાજે એવી રીતે કરવાની જરૂર છે,—પણ જો ઉપર વર્ણવેલી સર્વ યોજનાઓને એકી વખ્તે, અને વળી ટૂક મૂદ્દતમા, પુરી કરવા થકી કરોડો રૂપ્યાનો ખર્ચ કરવા જઇએ તો તેમ કરવા જતા ચટીટ અને યોગ્ય રીતનો વહિવટ ચલાવી શકાય નહિ

તારીખ.........ઑગસ્ટ ૧૮૯૭

**લા. મનચેરજી કા. મર્ઝબાન."**

ઉપલુ લખાણ, જયારે મનચેરજી મ્યનિસિપાનિટિના ઍકઝીકયટિવ ઍનજીનીયર હતા તે વખ્તે એવણે લખ્યુ હતુ

## મુંબાઇનો કચરો દુર કરવા સંબંધી સંપૂર્ણ થયલી યોજનાનો રીપોર્ટ.

મુબાઇનો કચરા દૂર કરવા સબધી આગળ લખવામા આવ્યુ છે ૧૮૯૮–૯૯ ના સાલના મ્યનિસિપલ ઍડમિનિસ્ટ્રેશન રિપૉર્ટમા, પોતાના ખાતા મારફ્ત થયલા કામકાજોને લગતી મનચેરજીને હસ્તકથી જે વિગતવાર હકિકતો છપાઇ છે, તેમાથી મે નીચલો ઉતારો લીધો છે જે ઉપરથી જણાશે કે દેવનુર ગામ સુધી કચરો ખસેડવાની એવણની યોજનાનુ કામ એ રીપૉર્ટ થતા સુધીની મૂદ્દતમા કેટલુ આગળ ચાલ્યુ હતુ

"૫૫—આગળા રીપૉર્ટમા જણાવવામા આવ્યુ છે તેમ, શેહેરનો કચરો ખસેડી લઇ જવા માટેની યોજના થકી નીચલા કામો બજાવવાના હતા,

( ક )—મહાલક્ષ્મીના મેદાનમા એક રેલ્વે સાઇડિંગ અને ગાડાઓ-
માથી કચરો નાખવા માટેના પ્લૅટફૉર્મ બાધવાનુ કામ,
અને અગ્રીપાડાની ગટરોની ઉપરથી એ સાઇડિંગ માટેના
લોખડી પાટા લઇ જવા થઇ ન્હાના કમાનદાર નાળા

( ખ )—એ કચરો લઇ જવા યંત્રોના રેલ્વેના ડબ્બાઓ

( ગ )—ઉપલા પ્લૅટફૉર્મો સુધી જવા માટેની સડકો, અને

( ઘ )—કુરલા સ્ટેશનથી દેવનુર સુધીની એક રેલ્વે લાઇન,—અને તે
રેલ્વે લાઇનના માર્ગમા જે જે પાણીના નાળાઓ આવ્યા
છે તે ઉપર ન્હાના પુલો

"૫૬ —ઉપલા ( ક ) ( ખ ) અને ( ગ ) વાલા ફકરાઓમા જણા-
વેલા કામો તો તૈયાર થઇ ચુકયા છે

"૫૭ —ઉપલા ફકરા ( ઘ ) મા જણાવેલુ કામ, મોટા ભાગે,
તૈયાર થયુ છે ફકત, ન્હાનુ ન્હાનુ કામ બાકી રહ્યુ છે જેવુ કે,
દેવનુર ખાતે જે જમીન ઉપર કચરા નાખવાનો છે, તેની આસપાસ બન્દ
( પાટા ) બાધવાના છે, અને રેલ્વેના પાટાને પત્થરોથી જડી લેવાના છે,
અને એ કામ આવતા વર્ષ સુધીમા પુરૂ થઇ થશે એવી વકી
રાખવામા આવે છે

"૫૮ —કચરા લઇ જવા માટની એ રેલ્વે લાઇન ૧૨ મી મે
૧૮૯૯ ના દિને ઉઘાડવામા આવી હતી, અને તેજ વર્ષની ૭ મી જુનથી
તે લાઇન મારફતે કચરો ખસેડવાનુ કામ શિરૂ થયુ હતુ

"૫૯ —ઉપલા ફકરા ( ઘ ) મા વિસ્તારેલા કામના સબધમા કઇક
મુશ્કેલી નડી હતી આગળા વર્ષના રીપૉર્ટમા જણાવ્યુ હતુ તેમ
રેલ્વે બાધવાના કામ માટે મૅસર્સ [illegible] કમ્પનીને એ કન્ટ્રાકટ
આપવામા આવ્યુ હતુ પણ પુષ્ટાનુ થોડુક કામ કર્યા પછી, એ કન્ટ્રાક-
ટરો તે કામ પુરૂ કરવા અસ્કત હતા એવુ તેઓએ જાહેર કરવાથી, બાકી
રહેલુ કામ ખાતા હસ્તકથીજ કરી લેવાનો ઠેરાવ થયો હતો કચરો ખસેડવા
સબધી યોજનામા રેલ્વે બાધવાના કામમા સર્વથી જે મુશ્કિલ હતુ, તે
પુષ્ટાઓ અને નાળાઓ ઉપર ન્હાના પૂલો બાધવાનુ કામ, અને ગટર માટેની
પાઇપો, કે જે પાણીના ખબોચીઆઓવાળી જમીનમા મૂકવાની હતુ તેને લગતુ
કામ એવી જમીનો ભરતીના વખ્તે પાણીથી ભરાઇ જાય છે

૧૮૯૮ ના મે મહિનામા એ કામની શિરૂઆત કરવામા આવી હતી, અને આ [ ૧૮૯૯ ] ના વર્ષમા એજ મહીનાની લગભગમા તે પુરૂ કરવામા આવ્યુ હતુ

"૬૦ —મહાલક્ષ્મીના મેદાનમા, અને કુરલા અને દેવનુરની વચ્ચે જે જે કામા કરવામા આવ્યા હતા તેની વિગત ટુકમા નીચે પ્રમાણે છે —

"૬૧.—રેલ્વેના ગાડાઓમા કચરો ઢળાવી દેવા માટે બે પ્લૅટફૉર્મો છે એ દરેક પ્લૅટફૉર્મને ટેકાવી રાખવા સારૂ, વિગર ઘડેલા પત્થરોનુ જે બાધકામ કરવામા આવ્યુ છે તેની લબાઇ ૭૦૦) ફીટ, અને તેની તળ્યેના ભાગની પહોળાઇ ૪) ફીટની છે આ દિવાલો, એકેકથી ૩૯) ફીટને છેટે આવેલી છે [ હિયા, કચરાના ગાડાઓ ઉધા વળી નહિ જાય તે માટેની ગોઠવણનુ બાધકામ કરવામા આવ્યુ છે, તેની કઇક વિગત આપેલી છે ]

"૬૨ —આ પ્લૅટફૉર્મ ઉપર જવા સારૂ બે રસ્તા બનાવવામા આવ્યા છે દરેક રસ્તો ચાળીસ ફીટ પહોળો છે અને બધી મળીને તેની લબાઇ ૩૩૦૦ ફીટ છે, અને તે કલાર્ક રોડથી આરથર રોડ સુધી છે એ રસ્તાઓ અગ્રીપાડાની મોટી ગટરોની ઉપરથી લેવામા આવ્યા છે અને તે યકી બે આરકાઓ બાધી લઇ પુલો બનાવી લેવામા આવ્યા છે. દરેક પુલ રેલ્વે સાઇડિગની એકેક બાજુએ છે [ અત્રે આ રસ્તાઓની ગોઠવણની વિગત આપવામા આવી છે ]

"૬૩ —પ્લૅટફૉર્મોની વચ્ચે ત્રણ સાઇડિગો છે, અને ૨૨૮) ફીટ જેટલી લબાઇ સુધી ગયા પછી, તે સાઇડિગો ત્રણને બદલે બે થાય છે અને તે કર્લાક રોડના લૅવલ ક્રૉસિગ રોડ તર્ફ લબાઇ છે અને તે જગ્યાએથી તે બે સાઇડિગો બી બી ઍન્ડ સી આઇ રેલ્વેના પાટાઓ સાથ મળી જાય છે આ સાઇડિગોની કૂલે લબાઇ ૨૪૪૫) ફીટ છે

'૬૪ —જમીન એવી કિસમની છે કે, લોખડી પાટાઓની હેઠળ જે બાધકામ કરવામા આવ્યુ છે તેને નિભાવી રાખવા સારૂ તેની નીચે, ચીસોથીસ, પત્થરોથી ભરેલુ ૯ ઇન્ચ જેટલુ ઉંડુ બાધકામ કરી લેવુ પડ્યુ છે આ પાટા ૬૯ રતલના વજનના છે અને તે પાટાઓને ક્રીઓસોટમા તૈયાર કરેલી લાકડાની સ્લીપરો ઉપર, ચાર ચાર ભોકવાળી લોખન્ડી પકડોમા બેસાડી લેવામા આવ્યા છે આ સ્લીપરો ૯×૧૦×૫ ના માપના છે, અને તેઓ ૨ ફીટ ૮ ઇન્ચના અન્તરે ગોઠવવામા આવી છે

"૬૫.—[ અગ્રીપાડાની ગટરો ઉપરથી એ રેલ્વે લઇ જવા સારૂ

જે જાતનુ બાધકામ કરવામા આવ્યુ છે તેની અત્રે વિગત આપવામા આવી છે ]

"૬૬ —રેલ્વેની આખી સાઇડિંગની બને બાજુએ પેચ દીધેલા તારની ફૅન્સિંગ કરી લેવામા આવી છે

"૬૭ —કુરલા અને દેવનુરની વચ્ચે નાખેલી રેલ્વે લાઇન, ૧૬,૭૮૦ ફીટની લંબાઇની છે અને તે ઉપરાંત, ૨,૧૧૫ ફીટની એક વધારાની સાઇડિંગ પણ છે લગભગ આ આખી રેલ્વે ભીનાશવાળી જમીનોમાથી પસાર થાય છે, અને તેને લીધે પાટાઓન ઉભરણી કરી લીધેલી જમીન ઉપર નાખવામા આવ્યા છે એ ઉભરણી માટેનુ મટોડુ આસપાસની જમીનમાથી ખોદી કાઢવામા આવ્યુ છે મોટા ભાગે આ રેલ્વે શિરૂ-આતથી તે આખેર સુધી, સપાટ જમીન ઉપર બાધવામા આવી છે અને જ્યા જ્યા ચઢાણ આવી છે તે ચઢાણ દર ૨૦૦ ફીટની લબાઇએ, એક ફુટ જેટલી ઉન્ચી છે જ્યા જ્યા રેલ્વેને વળાણ આપવી પડી છે, તેની 'રેડિયાઇ' ૧૦૦૦ ફીટથી ૨૦૦૦ સુધીની છે રેલ્વે લાઇન એવી નાખવામા આવી છે કે, જ્યા કચરો નાખવાની ગોઠવણ થઇ છે, તે જગ્યા ઉપર આવેલી આ રેલ્વે લાઇન બે ભાગમા વેહેચી નાખીને, દક્ષિણ દિશા તર્ફનો ભાગ દર્યાવના પાણીથી તદનજ અલગો કરી નાખવામા આવ્યો છે, અને ઉત્તર તર્ફ આવેલી જમીન આગળ, હવે પછી, ઉભરણી કરી લવામા આવશે, કે જેથી તે તર્ફ દર્યાવના પાણીથી નૂકશાની થઇ શકે નહિ, અને તે નાખેલો કચરો પાણીથી ધોવાઇ જાય નહિ

"૬૮ —કચરો નાખવાની નજદિકની (દક્ષિણ અને અગ્નિ ખુણા-વાળી) જગ્યાની આજુબાજુએથી વર્સાદના પાણી કાઢી નાખવા થકી, ગરનાળુ બાધવામા આવ્યુ છે, કે જેથી કરીને ઉન્ચાણમા આવેલી જમીન ઉપરથી વર્સાદનુ પાણી ઉતરી આવી, દર્યાવના પાણીમા જઇ શકે નહિ

"૬૯.—આ ગરનાળાની કુલ લબાઇ આસરે ૧૦,૪૭૬ ફીટની છે, અને જ્યાથી તે શિરૂ થાય છે ત્યા તે પહોળાઇમા ૭૫ ફીટ છે, અને તેને છેડે આવતા તે ૧૭૫ ફીટ જેટલી પોહોલી છે કચરો નાખવાની જમીન અને આ ગરનાળાની વચ્ચે જે ઉભરણી છે તેમા ૬ ઇન્ચના માપના ત્રીસ 'ફ્લૅપ ટ્રૂ' મુકવામા આવ્યા છે, કે જે મારફતે તે જમીનમાથી જતુ પાણી બહાર કાઢી નાખી શકાય

"૭૦ —આ રેલ્વે બાધવી પડી તેના સબબે કુરલા તર્ફ જે લશ્કરી નિશાનબાજી માટે ગોળીબાર કરવા થકીનુ જે બાધકામ, રેલ્વે લાઇનની



[પાને ૭૪

જરથોશતીઓ માટેના, તાડદેવવાળાં, કેટલાએક સસતાં ભાડાંનાં મકાનોનો એક મોહોલ્લો

[ટાઈમ્સ પ્રેસ

એક બાજુએ, કરવામા આવ્યુ છે, તેમા ચોકસ ફેરફાર કરવો પડ્યો હતો, કે જેથી રેલ્વે લાઇનની બીજી બાજુએથી ગોળીબાર કરવાનુ બની આવે

"૭૧—તારદેવવાળા કચરાના મેદાનમાથી રેલ્વેના ગાડાઓમા કચરો ભરવાનુ કામ, અને દેવનુરમા ખાલી કરવાનુ કામ, હેલ્થ ડીપાર્ટમૅન્ટને હસ્તક સોપવાની ગોઠવણ થઈ છે જી આઇ પી અને બી બી. ઍન્ડ સી આઇ રેલ્વેઓની કપનીઓ કચરાથી ભરેલા ગાડાઓ લઇ જવાનુ કામ કરશે, અને ( આગલા એક રીપૉર્ટમા જણાવ્યુ છે તે પ્રમાણે ) તે માટેનો ભાવ અને મેહેનત મજૂરીનો દર નક્કી કરવામા આવ્યો છે મ્યૂનિસિપાલીટીનુ ઍનજીનીયરીગ ખાતુ આ કચરો લઈ જવાની રેલ્વે લાઇનના સમારકામ વિગેરે ઉપર દેખરેખ રાખશે

"૭૨—દેવનુર કચરો ખાલી કરવા થકી જે માણસો કામે લગાડવામા આવશે તેઓને રહેવા થકી, કુરલાની અને કચરો નાખવાની જમીનની વચ્ચે આવેલી, ચિમ્બુર ગામની નજદિકમા, ઉન્ચાણમા આવેલી એક જગ્યા ઉપર, મકાનો બાધવામા આવ્યા છે એ રહેઠાણો ને ચાર ભાગમા વેહેંચી નાખવામા આવ્યા છે, અને દરેક ભાગમા વીસ ઓરડીઓની ગોઠવણ કરવામા આવી છે, અને દરેકની બન્ને બાજુએ ૬½ ફીટના પોહોલા વરન્ડા કરવામા આવ્યા છે દરેક ઓરડી બાર ફીટ અને દસ ફીટના વિસ્તારની છે એ માણસોની ઉપર દેખરેખ રાખનાર ઇન્સપૅક્ટર માટે, તેમજ ઑફિસ થકી, અને ફીરકોલ સામાન ભરી રાખવા માટે પણ ઓરડીઓ બાધવામા આવી છે તેમજ ન્હાવાની જગ્યા, સડાસો અને ભગીઓ માટેના છાપરાઓ પણ બનાવવામા આવ્યા છે રહેવાના મકાનોને, તાન્સા તળાવના ૪૬ ઇન્ચના નળોમાથી, પાણી આપવા થકી, ૨ ઇન્ચની પાઇપો મેળવામા આવી છે, અને તે ઓરડીઓથી, તે છેક કચરો નાખવાની જમીન સુધી, એક ઇન્ચની પાઇપ નાખવામા આવી છે

"૭૩—હાલમા જેટલો કચરો નખાય છે, તેટલોજ નાખવાનુ જો ચાલુ રહેશે તો, એવી વકી રાખવામા આવી છે કે સુમારે ત્રેવીસ વર્ષ સુધી ચાલુ કચરો નાખ્યાથી આ સર્વ જમીનની પુરણી થઇને જમીનની ઉભરણી થઇ જશે

"૭૪—ચિમ્બુરમા ૬૦ એકર જેટલી જમીન, જે થોડા વખ્તની વાત ઉપર મ્યૂનિસિપાલિટીએ કચરાથી પુરી નાખી હતી, તે જમીન ૧૮૯૯-૧૯૦૦ ના સાલ થકી, રૂપ્યા ૭,૩૮૦ બદલ, ખેતી કરવા ભાડે આપવામા આવી હતી

"૭૫ —ઉપલા ફકરામા જે રીતે ગણત્રી કરવામા આવી છે, તેજ ધારણ ઉપર ગણત્રી કરતા એવી વકી રાખવામા આવે છે કે, તમામે તમામ જમીન કચરાથી પુરાઇ રહેશે પછી, વર્ષ દાહાડે એક લાખ રૂપ્યાની આવક તેમાથી કરી શકાશે

"૭૬ —ઉપર વર્ણવેલુ સર્વ કામ મ્હારા અગત મદદનીશ મી માણેકજી શેહેરયારજી ભરૂચા, એલ સી ઇ, ની દેખરેખ હેઠળ કરવામા આવ્યુ હતુ, અને ઇન્સપેકટરો મેસર્સ માધવરાવ રામચદ્ર નાતુ, અને મનચેરજી એદલજી જોશી, એલ સી ઇ, ને હસ્તક આ કામ થયુ હતુ અને જમીન વિગેરે સપાટ કરવાનુ, માપણી કરવાનુ, અને હિસાબ રાખવાનુ કામ પણ એઓનેજ હસ્તક હતુ એઓ હરેકે જે રીતે કામ ફરી બજાવ્યુ છે, તે માટે હુ જેટલુ લખુ તેટલુ થોડુ છે અને આ સર્વ યોજના પૂર ફત્તેહમન્દીથી હાર પાડવા માટેની એઓની જેહેમતના સબધમા મ્હારે અત્રે એ રીતે ખાસ લખવાની જરૂર છે "

## મનચેરજીનાં સરકારી કામકાજ ઉપરાંત બજાવેલાં ખાનગી કામોનાં સબધમાં:

## ગરીબ જરથોસ્તીઓ માટે સસતાં ભાડાંનાં મકાંનો

'ઇન્ડિયન એન્ડ ઇસ્ટર્ન એનજીનીયર', (એપ્રિલ ૧૯૦૩ ના અકમા), નીચે પ્રમાણે લખે છે —

"શેહેરમા મરકી ફેલાવા માડી તેની ઘણો લાબો વખ્ત અગાઉ, મી મર્ઝબાનને એમ લાગ્યુ કે મુબાઇ શેહેરની સુખશાન્તી સબધી હાલત સુધારવા માટે સર્વથી શ્રેષ્ટ માર્ગ એજ હતો કે ગરીબ વર્ગના લોકોના વપરાસ સારૂ આરોગ્યતા ભર્યા મકાનો બાધી આપવા પણ એવુ એક રાહાની કામ પાર ઉતારવાનુ એવણની શક્તિ ઉપરાત હોવાથી, ૧૮૮૭ ના સાલમા, ગરીબ પારસીઓના ફેહેદાણ માટે આરોગ્યતાવાળા મકાનો બાધવાની એક યોજના એવણે ઘડી કાઢી, અને તે માટેના નાણા એવણનીજ કોમમા, ઉઘરાણાથી, એકઠા કરવાની ગોઠવણ કરી, અને એવા જે મકાનો આયન્દે બધાયા, તે મી મર્ઝબાનની જેહેમતને આભારી હતા વિલાયતમા એક પરોપકારી ગ્રહસ્થ, મિસ્તર પીબડીને નામે બાધનામા આવેલા મકાનોના ધારણ ઉપર પારસીઓ માટેના આ મકાનો બાધવામા આવ્યા છે મધ્યમ સરનુ વડીક ભાડુ નહિ ભરી શકે એવા

કામદારો, કર્લાર્કો, અને બીજા પારસીઓ અને તેઓના કુટૂંબને કમાણીની પૂર્તી જોગવાઇ નહિ હોય તેવાઓ થકી, આ મકાનો ઉભા કરવામા આવ્યા છે (૧૯૦૩ ના સાલ સુધીમા ) રૂપીઆ ૪,૩૫,૦૦૦[1] જેટલી રકમ મી મર્ઝબાનની મેહેનતથી એકઠી કરવામા આવી હતી જે જે મકાનો બંધાયા છે તે સર્વ એવણે તૈયાર કરેલા નક્ષાઓ ઉપરથી, અને એવણ-નીજ દેખરેખ હેઠળ, બાંધવામા આવ્યા છે તંગ હાલતમા આવી પડલી પારસી વિધવાઓ માટે, માત્ર આઠ આનાના નામના ભાડાથી તે બીજાઓ માટે રૂપીઆ આઠ સુધીનુ ભાડુ આ મકાનો માટે લેવામા આવે છે[2] અત્યાર [૧૯૦૩ ના વર્ષ] સુધીમા, ત્રેવીસ જુદા જુદા એવા મકાનો બંધાઇને તૈયાર થયા છે[3] તેના કમતી ભાડા તર્ફ જોતા, કે જોઇએ તો તેની સૂખાકારી ભરી સગવડો તર્ફ નજર કરતા, ગરીબ પારસીઓ માટે તો આ મકાનો ખરેજ આશિર્વાદ સમાન થઇ પડયા છે એ મકાનોમાથી જે ભાડા ઉપજે છે તે ફક્ત તેઓની મરામત અને સંભાળ માટેના ખર્ચમા, તેઓ માટે ઉતરાવવામા આવેલા વીમાના વાર્ષિક ખર્ચમા, અને મ્યુનિસિપાલિટીનો છાંપો ભરવાના ખર્ચમા વપડાઇ જાય છે શેહેરના બીજા ઠેકાણાઓમા આવેલા ઘરોમા નિપજતા મૃત્યુકોની સંખ્યા સાથ સરખા-વતા, ગરીબ પારસીઓ થકીના આ ઘરોમા નિપજતા મરણો ઘણાજ ઘણા ઓછા નિવડયા છે એ ઘરોમા રહેતા ૧૨૩ પારસી કુટૂંબોમા, મરકીની શિરૂઆત પછી, આ રોગનો એકપણ કેસ થયો નથી આ મકાનોના સબંધમા એક સ્કુલ પણ સ્થાપવામા આવી છે, જેમા ૧૬૦ છોકરા છોકરીઓની સંખ્યા શીખે છે[4] અને તેઓના શિક્ષણના ખર્ચ પેટે સરકાર કે મ્યૂનિસિપલ સ્કુલ બૉર્ડ તર્ફથી કંઇ ફાળો મળતો નથી[5] હિયા મૅટ્રિકયૂલેશનની પરિક્ષામા જવા માટેના સાતમા ધોરણ લગીનુ

---

૧— આ રકમ, ૧૯૧૪ ના વર્ષમા, રૂપીઆ ૭,૫૦,૦૦૦ ની થવા ગઇ છે —મ મ મ.

૨— ૧૯૧૪ સુધીમા કેટલાએક મકાનોનુ ભાડુ રૂપીઆ ૨૦ ) પણ લેવામા આવે છે —મ મ મ

૩—૧૯૧૪ ના વર્ષની શિરૂઆત સુધી, આ મકાનોની સંખ્યા ૩૪ ની થવા ગઇ છે —મ મ મ

૪—૧૯૧૪ ના સાલની શિરૂઆતમા સ્કુલના છોકરાઓની કુલે સંખ્યા ૩૬૦ ની થવા ગઇ છે —મ મ મ

૫—ઉપલુ લખાણ આ મહાવારી ચોપાન્યામા છપાયા **પછી, સરકાર** તર્ફથી તેમજ સ્કુલ બોર્ડ તર્ફથી ચોકસ ફાળો 'ગ્રાન્ટ ઈન એડ' તરીકે મળે છે —મ મ મ

શિક્ષણ આપવામા આવે છે, અને [૧૯૦૩ ના] ચાલુ સાલમાં જે પરિક્ષકોએ તે સ્કુલના વર્ગો તપાસ્યા છે તેઓ તર્ફથી મળેલા રીપૉર્ટો સતોષ પમાડે એવા અને કારોબારીઓને મૂબારકબાદી લેવા યોગ્ય છે શીખતા છોકરાઓ માટે ચાર આનાથી એક રૂપ્યા સુધીની ફી લેવામા આવે છે [1] અને એટલી ઓછી ફી રાખવાના સબબે આ મકાનોમા રેહેતા ભાડુતોના તેમજ બહારના રહેવાસીઓના, આ સ્કુલમા આવતા, છોકરાઓ માટે, તેમના માબાપો ઉપર કઇપણ બોજો પડે તેમ નથી આ મકાનોને લગતી એક ડિસ્પેનસરી પણ છે, અને ત્યા મૂફ્ત દવા અને વૈદિક સલાહ આપવામા આવે છે ત્યા આવતા દર્દીઓની દર વર્ષની સરેરાસ સખ્યા ૫૭૧૦ [2] થવા જાય છે"

ઉપર ટાકેલા મ્હાવારી ચોપાન્યામા ઉપલી જે વિગતો આપવામા આવી છે તેમા, આ દવાખાનાના સબધમા, ઉમેરવાનુ એટલુ કે, મનચેરજીની સૂચનાથી, સખીવૂજ્ઞદ ઑલબ્લેસ ખાનદાનના કુટૂબીઓએ આ દવાખાનુ સ્થાપી આપેલુ હોવાથી તે ધર્માદા ખાતા સાથ 'સેઠ ધનજીભાઇ એદલજી ઑલબ્લેસનુ' સબકતુ નામ જોડવામા આવ્યુ છે

ગરીબ પારસી-જરથોશતીઓના વસ્વાટ માટેના સસ્તા ભાડાના આ મકાનોની સ્થાપના થઇ ત્યારથી, તે આજ લગી, મનચેરજી તેને લગતા ટ્રસ્ટ અને ફન્ડના એક ટ્રસ્ટી છે, અને જીન્દગી તૂલિક તેના ઑનરરી સેક્રેટરીનો ઓહ્દો ધરાવવાનુ માન એવણને છે પણ નાદુરસ્ત તબ્યતના સબબે, ટુક મદત ઉપર એવણ સાથ સેઠ બેહેરામજી નવરોજી ગામડીયા પણ જોડ્યા સેક્રેટરી તરીકે નેમાયા છે [3]

---

૧— આ લખાણ પછીના વર્ષોમા રૂપ્યા ૨ ૪ ૦ સૂધીની ફી નટલાએક છોકરાઓ માટે લેવામા આવે છે—મ મ મ

૨—૧૯૧૮ ના સાલની શિરૂઆત સુધીમા તો આ સખ્યા, ૧૯૧૧ થી ૧૯૧૩ ના સાલોની સરેરાસ લેતા, ૭૭૮૯ દર્દીઓની થવા ગઇ છે—મ મ મ

૩—ગરીબ જરથોશતીઓના રેહેઠાણ માટે ૧૯૧૫ ના વર્ષ સુધી બધાયલા મકાનોની તૂલો તૂસીલ વિગતો,—જેવી કે, તે કોણકોણે બધાવ્યા, કોણની યાદગીરી માટે, તે દરેક પાછળ કેટલો ખર્ચ થયો, કયા વર્ષમા તે બધાયા,—એ બધી જાણવા જોગ વિગતો આજ સુધી અકઠી કરવામા નહિ આવેલી હોવાથી, આ તકનો મે લાભ લઇ, તે બધી મ આ લખાણન છેડે એક 'વધારા' તરીક છાપી પ્રગટ કરી છે—મ મ મ

ગરીબ જરથોસ્તીઓ માટેના આ મકાનોમાના એક, કેજે બાઇ આવાબાઇ ઑલબ્લેસે સ્થાપ્યુ છે, તે વિષે લખતા સ્થાનિક ગેજી દુ પત્ર, 'એડવોકેટ ઑવ ઇન્ડિયા',–(ડીસેમ્બર ૧૪ મી ૧૮૯૨ ના અંકમા), કહે છે કે "આપણા નવા નેમાયલા મ્યૂનિસિપલ ઍકઝીકયૂટીવ ઍનજીનીયર, મી મનચેરજી મર્ઝબાન, આ સુંદર મકાનોના સિલ્પી છે એ ઇમારતો માટે જમીન તૈયાર કરવાનુ, તેમજ તેના નક્શા તૈયાર કરવાનુ કામ એવણને હસ્તક સોપવામા આવ્યુ હતુ, અને ગરીબો માટેના વસ્વાટ થકીના અતિ સુંદર મકાનો પુરા પાડવાની એવણની શકિત જોતા, એવણની લાયકાતોનો આ એક વધુ પુરાવો છે, અને માત્ર એક સિલ્પી તરીકેજ નહિ, પણ સૂખશાન્તીના નિયમો જાણનાર એક ઍનજીનીયર તરીકે પણ, તે લાયકાત ટાકી શકાય હમે જોઇને ખશી છીયે કે એઓ સૂખશાન્તી સબંધી જ્ઞાન માટે પણ આ લાયકાત ધરાવે છે, કારણ કે, મ્યૂનિસિપાલિટીના ઍનજીનીયર ખાતાના વડા તરીકે, આ કિમતી માહિતી ચાલુ ખપમા આવતી રહેશે હમારા મનમા તો કશો પણ શક નથી કે જે પુરેપુરૂ અને બારીક બારીક જ્ઞાન, હાલના ઘરોના અને ચાલીઓના સન્ડાસ, ગટર વિગેરેના સબંધમા મી મર્ઝબાન ધરાવે છે તેજ થકી, (આપણી પોતાની માહિતીથી) કહિ શકોશુ કે એવણ એક કૂશળ 'સૅનિટરી ઍનજીનીયર' નિવડયા છે એવણે મકાનમા મેહેલો ઉભા કર્યા છે, અને એ મેહેલોમા તન્દરોસ્તી સચવાય એવી ગોઠવણો કરી છે, અને જો "ચચલ રૂઢીથી" તેમજ દેખરેખ માટેના ખર્ચની બખીલાઇ વિગર, તે ગોઠવણો સાથ કામ લેવામા આવે, તો તે સર્વ ગોઠવણો મનમાનતો જવાબ દઇ શકે એવી છે એવણને જે 'સૅનિટરી' (આરોગ્યતાના જ્ઞાનને લગતી) કેળવણી મળી છે,—બરાબર કહિયે તો ખરેખરા સૂખ-શાન્તીના નિયમો ઉપર રચાયલી કેળવણી એવણને મળી છે,—તે એવણે ગામના ગલીચ, કંગાળ, ગીચ વસ્તીવાળા મોહોલ્લાઓમા આવેલા કંગાળ અને સૂખશાન્તી બિગાડ એવી ચાલીઓના મકાનોના સંબધના અજમાયશથી મલી છે, અને એજ રીતે મળેલી આ કેળવણીના પ્રતાપથી, ફૉકલૅન્ડ રોડમા ગરીબો માટે મકાનો હમણાજ એવણને હસ્તકથી ઉભા થવા પામ્યા છે"

## "મર્ઝબાનાબાદ."

'ઇન્ડિયન ઍન્ડ ઇસ્ટર્ન ઍનજીનીયર' લખે છે કે "મી. મર્ઝબાને

ગરીબ પારસીઓ માટેના રહેઠાણોની શિરૂઆત કરી તેજ અર્સામા, મુંબાઇથી ૫૬૨ માઇલને છેટે, આરોગ્યતાવાળા એક લત્તામા, મોટા વિસ્તારની જમીન ખરીદી લઇને, ત્યા એક નવુ પરૂ વસાવવાની એવણે શિરૂઆત કરી તે પછીથી, હિયા, મુંબાઇની બધી વર્ણના લોકોએ મોટી સખ્યાના બગલાઓ બાધ્યાછે, અને તેમ થવાથી તેઓ સર્વને એક જાતના આશિ‍ય જેવુ થયુ છે કારણ કે મુંબાઇમા મરકી ફેલાય છે ત્યારે આ બગલા-ઓમા તેઓને આવીને રહેવાની જોગવાઇ થઇ છે મી મર્ઝબાને આરભેલી આ યોજનાની કદરદાનાગી તરીકે, અદેરીના એ વિભાગના રહેવાસીઓએ, થાણાના કલેક્ટર મી ઍગ (આઇ સી ઍસ) ને અરજી કરી કે એ વિભાગને 'મર્ઝબાનાબાદ' નુ નામ આપવુ અને તે ઇચ્છાને અનુસરીને, આ અમલદારે તે નામ આપવાની ઘટિત ક્રિયા કરી હતી" ૫ મા નવેમ્બર૧૮૯૮ ના દિવસ, ઉપલી ક્રિયા માટે એક મળાવડા કરવામા આવ્યો હતો એક જરાનના પ્રસગે, એ બાબદ વિષે ઇસારો કરતા, ત્યાના એક મિરકતદારના શબ્દો સ્થાનિક ન્યૂસપેપરોમા છપાએલા અત્રે ઉતારી લઇએ "અદેરીના ગરીબોની વેદનાઓ આછી કરવામા, બીજાઓને ન્હાના ન્હાના અને મજેહના બગલા બાધવા સમજાવીને, આ (અદેરીનુ) ગામ સુદર બનાવવામા, ગામમા તાનસાના તળાવનુ પાણી મળી આપવામા, અને એક ધર્માદા દવાખાનુ, (જેનો લાભ, રોજ બરોજ ૫૦ ઉપર દર્દીઓ લેવા લાગ્યા છે),—એ સવળા માટે બન્દોબસ્ત કરાવી આપવા મી મર્ઝબાને ભારે સેવા બજાવી છે"

## પારસી કોમના વપરાસ માટે એક સુવાવડખાનું,

કે જે કોટના મેદાનમા બાધવામા આવ્યુ છે, તેના સબધમા ઉપ-યુક્ત 'ઇન્ડિયન ઍન્ડ ઇસ્ટર્ન ઍનજીનીયર' આ પ્રમાણે લખે છે

"બીજા જે ખાતાઓ સાથ મી મર્ઝબાનને સબધ છે તેમાનુ એક, પારસી સુવાવડખાનુ (Parsi Lying-in-Hospital) છે એ ખાતુ સ્થાપવામા આવ્યુ તેની સાથે, પહેલથીજ, એવણનો સબધ ચાલુ થએલો છે, અને તેનુ કામ આગળ વધારવામા એવણે ઘણોજ જીવતોડ ભાગ લીધો છે હાલમા તે હૉસ્પિટલ માટે એક જુદુજ મકાન બાધવામા આવ્યુ છે, જે માટે રૂપ્યા ૧,૦૫,૦૦૦ નો ખર્ચ થવા ગયો છે એ



| પાનુ ૮૦

**પારસીઓ માટેનાં સુવાવડખાનાની ઇમારત**

ડાટ મેદાનમા | ટાઈમ્સ પ્રેસ

( મનચેરજી ના મર્ઝબાનના નકશા ઉપરથી ઈ૦ સ૦ ૧૮૯૫ મા બધાઈ )

ઇમારતના નક્ષા મી. મર્ઝબાને તૈયાર કર્યા હતા, અને તેના બાધકામ ઉપર દેખરેખ પણ એવણેજ, તે હૉસ્પિટલની કમિટીના મૅમ્બર તરીકે, રાખી હતી આ હૉસ્પિટલમા પચાસ પારસી બાઇઓનો સમાવેશ થાય એટલી સગવડ છે, અને ઘણેક દરજ્જે, પારસી કોમની લાબા વખતની એક હાજત આ ખાતાએ પુરી પાડી છે. પારસીઓમા એક ચોકસ રસમને લીધે, તેમની સ્ત્રીઓને, માસિક માન્દગી વેળા, ઉજાસ અજવાળા વિગરના, હવા પવન વિગરના, અને ખામી ભરેલી ગટરોવાળા ઘરના ભોયતળીયાની એકાદ ઓરડીમા, દિવસના દિવસ સુધી, વસવાટ કરવો પડે છે પણ આ હૉસ્પિટલની સ્થાપના થવા પછી, હવે હવે, સખ્યાબધ પારસી અબળાઓ આ ખાતાનો લાભ લેવા લાગી છે ”

‘ટાઇમ્સ ઑફ ઇન્ડિયા’ એ, (૧૫ મી નવેમ્બર ૧૮૯૪ ના અકમા), આ સુવાવડખાનુ ઉઘાડવાના વાસ મૂહૂર્તની ક્રિયાના હિંગામ ઉપર લખ્યુ છે કે -

“સરકાર પાસેથી જમીન મેળવ્યા પછી, ખાન બાહાદુર એમ સી મર્ઝબાને તે ઇમારતના નક્ષા અને તે બાધવાના ખર્ચની આકણીના આકડા તૈયાર કર્યા, અને એવણ રૂપ્યા ૬૦,૦૦૦ જેવી ન્હાની રકમમા જેટલી સગવડ અને આસુદગી મળી શકે તે સઘળી આ ઇમારતમા પુરી પાડવાની એવણે ગોઠવણ કરી છે કોટમા ઘણીજ સરસ જગ્યાએ આવેલી જમીનનો બની શકયો તેટલા ઓછા વિસ્તારનો એવણે ઉપયોગ કર્યો છે'. અને જેટલી જગ્યા આ ઇમારતમા ફાજલ પાડી શકાઇ છે તેટલી, દર્દીઓ થકી, વપરાસમા લેવાની ગોઠવણ કરવામા આવી છે. બની શકે એટલી ખુબસૂરત આ ઇમારતને કરવા સારૂ, એવણે, પોતાથી બનતી, સિલ્પી કળા વાપરી છે, અને જેટલી તે ઉપયોગી નિવડે એવી એવણે કરી છે, અને તેટલોજ ઇમારતને સૂદર પણ બનાવવામા આવી છે અને તેમા, સર્વથી છેલ્લી રૂઢી મૂજબની, અને એવી જાતની એક ઇમારત માટે જે પણ કઇ જરૂરનુ હોય તે સઘળા માટે (સૂખશાન્તી, ગટરો, વારા, વિગેરે માટેની) ગોઠવણો એવણે દાખલ કરી છે”

## પારસી કોમનાજ ઉપયોગ માટે એક હૉસ્પિટલ બાંધવાનો પેહેલવેહેલો વિચાર

મનચેરજીને આવ્યો હતો એમ કહેવામા અતિશ્યોક્તિ કરેલી કહેવાશે નહિ. સખી વૂજૂદ સેઠ બહમનજી દીનશાહજી પીટીટે જે હૉસ્પિટલ, પારસી

કામ માટે સ્થાપી છે, તેની વર્ષો અગાઉ, મનચેરજીએ એવીજ એક હૉસ્પિટલ માટે ફન્ડ વટીક ઉભું કર્યું હતું. અને તેમાં નાણાંની માટી જેવી રકમો પણ એવણ ભરાવવામાં ફત્તેહ પામ્યા હતા પણ અન્તે, તેટના નાણા બસ નહિ પડશે તેથી, તેમજ બીજા સબબોને લીધે મનચેરજીને આ હૉસ્પિટલનું કામ પાર ઉતારવાનું બની નહિ શકયુ, પણ ભરાએલા નાણામાથી જે વસુલ થયા હતાં તેમાનો કેટલોક ભાગ, તે ભરનારાઓની સમતી સાથ, ગરીબ જરથોશતીઓ માટેના સસ્તા ભાડાના રહેઠાણોના ફન્ડમા આપીને, એક મકાન બાધ-વાના ખર્ચના ભાગ તરીકે વાપરવામા આવ્યો છે. તેજ મકાનમા મારેલી સગેમરમરની એક તખ્તિ ઉપર આ સર્વ બીના કોતરીને જાહેર કરવામા આવેલી છે. પીટીટ પારસી હૉસ્પિટલ બધાવાની ઘણીક લાબી મૂદત આગમચ, ૧૮૯૩ ના વર્ષમા, મુબાઇના એક રોજીંદા ઇગ્રેજી ન્યૂસપેપરે (૧૯ મી જૅન્યૂઆરીના અકમા) લખ્યુ હતુ કે. "પણ પારસી કોમની બધી હાજતો હજી પુરી પાડવામા આવી નથી. તો જો કે વાત ખરી છે કે, વણેક દરજજે, વણુંક કરી બજાવવામા આવ્યું છે; પણ હજી સુધી, એક 'પારસી હૉસ્પિટલ',—અગામર કહિએ તો માત્ર પારસીઓના વપ-રાસ માટે એક હૉસ્પિટલ હજી પુરો પાડવામા આવી નથી. અને શામાટે એવી હૉસ્પિટલની ખુટ પુરી પાડવામા આવી નથી? થોડાક વખતની વાત ઉપર, પારસી હૉસ્પિટલની ઘણી જરૂર છે એવી લાગણી ફેલાઇ હતી, અને તે થકી એક ફન્ડ જમા કરવામા આવ્યુ હતુ એ ફન્ડ માટે તૂર્તજ, પચાવન હજાર રૂપ્યા મી. મનચેરજી મર્ઝબાને એકઠા કર્યા, અને તે એકઠા કરવા માટે જરાપણ શ્રમ લેવો પડયો નાહ હતો. એકાએક, યાતો તે ફન્ડમા નાણા આવતા બધ થયા, કે યાતો તે એકઠા કરવાનુ કામ બધ કરવામા આવ્યું,—ગમે તે કારણથી તેમ બન્યુ હોય, પણ તે ફન્ડ જમા કરવાનું ચાલુ નહિ રહેતાં, બધ પડયુ અને હમોને કહેવાને દિલગીરી ઉપજે છે કે, જમા થયલા નાણાના આ ફન્ડને કઇ બીજા ઉપ્યોગમા લવા થકી વિચાર ચલાવવા એક શિરૂઆતની સભા બોલાવવામા આવી છે આ રીતે, તે ફન્ડનો કંઇ જુદોજ ઉપ્યોગ કરવા માટે જે કારણો બતાવવામા આવે છે તે, યાતો મનમાનતા નથી, કે નથી શેવટના ઠેડાવ ઉપર આવવા થકી પુરતાં. એ કારણો એમ જણાવવામા આવે છે કે હાલ તૂર્ત તો પારસીઓ માટે હૉસ્પિટલની કઇ ઘણીજ જરૂર નથી. અને હૉસ્પિટલ માટેની આ યોજના થકી પારસી કોમે કઇ દિલ લગાડયુ નથી. હમે કહિશુ કે, આ કારણો, કોઇ પણ



[પાનું ૮૮

**શેઠ બેહરામજી જીજીભાઇ પારસી ચૅરિટેબલ ઈનસ્ટિટયુશનની ઈમારત**

કવીન્ઝ રોડ [ ટાઈમ્સ પ્રેસ

( મનચેરજી કા મર્ઝબાનના નક્ષા ઉપરથી ઈ૰ સ૰ ૧૯૦૯ મા બંધાઈ )

રીતે, સતોષકારક નથી, અને માત્ર તે ઉપર ટપકેનાજ છે પારસીઓના ઉપયોગ માટે એક હૉસ્પિટલની ખરેખરીજ જરૂર તો છે"

૧૮૯૮ મા, મિસ દૅલફિન મેંનાએ પારસીઓને લગતી જે તવારીખ લખી છે તે પૂષ્ટકના "કેળવણી" ને લગતા પ્રકરણમા મનચેરજીની જીન્દગીનુ વૃતાત, તેમજ એવણની એક સબી, દાખલ કરેલા જેવામા આવે છે

## છેવટના બે શબ્દો.

'ઇન્ડિયન ટૅક્ષટાઇલ, મૅકૅનિકલ, અને ઇલેકટ્રિક ન્યુઝ' ના (ડીસેમ્બર ૧૯૦૩ ના) અંકમાથી, મનચેરજી કાવસજી મર્ઝબાનની ચપળ અને ઉદ્યોગી જીન્દગીના આ ટૂક ઇન્તેખાબના શેવટ તરીકે નિચળા શબ્દો ઉતારી લઇશુ કે

"મી મર્ઝબાન અતિ ઉન્ચી પકતીના માત્ર એક શેહેર સબધી જ્ઞાનવાળાજ ઍનજીનીયર નહિ, પણ, તે સાથ તેવણ એક ઉત્સાહી શેહેરી તરીકે પણ પોતાની જાહેર ફરજો બનાવનાર છે દર્યાવની પુર્ણી કરવાની માહિતીમા, શેહેરની સખશાન્તી સુધારવામા, ખૂબસૂરત ઇમારતો ઉભી કરવામા, રસ્તાઓ યોજવામા, શેહેરની ગટરો અને કચરાની યોગ્ય વ્યવસ્થા કરવામા,—એ સઘળા થકીની પ્રજા તર્ફની પોતાની ફરજો મી મર્ઝબાને એક ખડતલ મેહેનત કરનાર, ખરા અતકરણથી કામ કરનાર તરીકે બજાવી છે અને હવે એવણ જે ઉન્ચા દરજજાના ઓધ્ધા ઉપરથી ફારેગ થાય છે તે થકી જાહેર પ્રજાને દિલગીરી ઉપજ્યા વિના રહેશે નહિ"—આ ઓધ્ધો મુબાઇની મ્યૂનિસિપાલિટીના ઍકઝીકયટિવ ઍનજીનીયરનો હતો

# પારસી જરથોસ્તીઓ માટે સસતાં ભાડાંનાં
## (લગભગ ૬ લાખનો ખર્ચ ઈ. સ.

### ( ફ્રૅકલૅન્ડ રોડ અને તારદેવ

| | કયા વર્ષમા મકાન બધયું<br>૧ | કોણે બધાવેલુ<br>૨ |
|---|---|---|
| (૧) | ૧-૧૨-૧૮૮૯ | ટ્રસ્ટીઓએ મરહુમની પુજીમાથી આપેલા |
| (૨) | ૨-૧૧-૧૮૯૧ | સરઅવસરે ભરાએલાં નાણાંમાથી બાધેલુ પહેલુ મકાન |
| (૩) | ૨-૧૧-૧૮૯૧ | વારસોએ |
| (૪) | ૨-૧૧-૧૮૯૧ | શેઠ ફરદુનજી ધનજીભાઇ ઑલબલેસે. |
| (૫) | ૧૧-૧૨-૧૮૯૨ | બાઇ આવાબાઇ કાવસજી બેજનજી કગણી, તે શેઠ એદલજી ફરામજી આલબ્લેસના બેટીએ |
| (૬) | ૧૫—૬-૧૮૯૩ | બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટે |
| (૭) | ૧૧-૧૧-૧૮૯૪ | સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટે |
| (૮) | ૯—૨-૧૮૯૬ | શેઠ ફરામજી દીનશાહજી પીટીટે |
| (૯) | ૯—૨-૧૮૯૬ | ,, બહમનજી દીનશાહજી પીટીટે |
| (૧૦) | ૯—૨-૧૮૯૬ | બાઇઓ હીરાબાઇ જમશેદજી નશરવાનજી પીટીટ, માણેકબાઇ પીરોશાહ બમનજી જીજીભાઇ, તથા બચુબાઇ મેહેરવાનજી સોરાબજી જમશેદજી તે સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટના બેટીઓએ |

## મકાંનોની સપુર્ણ વિગતવાર ટીપ.

## ૧૯૧૫ સુધીમાં ગણાઇ શકાય.)

### ઉપર બંધાયલા મકાંનો.)

| કોણની યાદગીરીમા મકાન બાધવામા આવ્યુ<br>૩. | મલેલી રકમ<br>રૂપ્યા<br>૪ | ખરચાએલી રકમ<br>રૂપ્યા<br>૫ |
|---|---|---|
| | રૂ. | રૂ |
| સેઠ નશરવાનજી નવરોજી આદની | ૧૦,૭૧૪ | ૧૨,૦૪૭ |
| જુદા જુદા બાનુઓ અને ગ્રહસ્થોની | ૧૧,૦૦૦ | ૧૧,૦૬૭ |
| સેઠ ખરશેદજી પાલનજી પાઉવાલાની | ૬,૫૦૦ | ૬,૮૦૩ |
| સેઠ એદલજી ફરદુનજી ઑલઅલેસની | ૧૬,૪૦૦ | ૧૬,૯૬૨ |
| પોતાના નામથી ... ... | ૧૯,૫૦૦ | ૧૯,૬૬૭ |
| સેઠ જમશેદજી નશરવાનજી પીટીટની | ૬,૦૦૦ | ૬,૦૮૬ |
| પોતાના નામથી ... | ૧૫,૦૦૦ | ૧૫,૭૨૦ |
| સેઠ માણેકજી નશરવાનજી પીટીટની | ૧૦,૫૦૦ | ૧૦,૨૯૫ |
| બાઇ હમાબાઇ માણેકજી નશરવાનજી પીટીટની ... | ૧૦,૫૦૦ | ૧૦,૨૯૫ |
| લેડી શાકરબાઇ દીનશાહજી પીટીટની (પહેલુ મકાન) ... ... | ૧૦,૫૦૦ | ૧૦,૨૯૫ |

| ૧ | ૨ |
|---|---|
| (૧૧) ૯—૨-૧૮૯૬ | બાઇઓ ભીખાઇજી દાદી નશરવાનજી દાદી, નવાજબાઇ પીરોજશાહ મહેરવાનજી જીજીભાઇ, તથા હમાબાઇ ફરામજી રૂસ્તમજી કામા, તે સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટના બેટીઓએ |
| (૧૨) ૫—૬-૧૮૯૮ | સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટે |
| (૧૩). ૫—૬-૧૮૯૮ | સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટ, તથા બેટા બેટીઓએ |
| (૧૪) ૨૭-૧૧-૧૮૯૮ | બાઇ ગુલબાઇ કેખશરૂ રૂસતમજી ઉનવાલા, તે શેઠ પેશતનજી નશરવાનજી વાહડીઆના બેટીએ |
| (૧૫) ૨૭-૧૧-૧૮૯૮ | સર અવસરે ભરાએલા નાણામાથી, તથા જૅનરલ ફન્ડમાથી, તથા એક વખતે સ્થાપવા ધારેલી પારસી હૉસપિટલ ફન્ડમા ભરાએલા નાણામાથી |
| (૧૬) ૨૭-૧૧-૧૮૯૮ | ઍકઝીકયૂટરોએ તથા બેટી બાઇ દીનબાઇ તે સેઠ ડોસાભાઇ દાદાભાઇ ઑલબલેસના ધણીઆણીએ |
| (૧૭) ૨૭-૧૧-૧૮૯૮ | સેઠો મેહેરવાનજી તથા હોરમસજી મનચેરજી કામાએ |

| ૩ | ૪ | ૫ |
|---|---|---|
| | રૂ | રૂ |
| વડી શાકરબાઇ દીનશાહજી પીટીટની. (બીજુ મકાન) ... ... | ૧૦,૫૦૦ | ૧૦,૨૯૫ |
| શેઠ કાવસજી દીનશાહજી પીટીટની | ૧૩,૫૦૦ | ૧૩,૧૧૯ |
| બાઇ રતનબાઇ ફરામજી દોરાબજી પાડ, તે સર દીનશાહ માણેકજી પીટીટ, પહેલા બૅરોનેટના બેટીની યાદમા (નિશાળનુ મકાન) ... | ૨૦,૧૫૪ | ૧૭,૬૨૦ આ ઇમારતમા રૂા ૪૭૨૦) ની કિમતે, પાછલથી, વધારો કરવામા આવ્યો છે, જેથી કુલે રૂપ્યા ૨૨૩૩૦) નો ખર્ચ થયો છે |
| શેઠ કેખશરૂ રૂસતમજી ઉનવાલાની | ૧૦,૦૦૦ | ૯,૯૨૩ |
| જુદા જુદા બાંનુઓ અને ગ્રહસ્થોની | ૧૨,૭૪૭ | ૧૨,૭૪૭ |
| શેઠ ધનજીભાઇ એદલજી ઑલબલેસની. (દવાખાના માટે મકાન) | ૯,૦૦૦ | ૮,૭૭૦ |
| શેઠ મનચેરજી ફરામજી કામા તથા ધણીઆણી બાઇ આવાબાઇની. | ૫૫,૬૨૨ | ૫૫,૬૨૨ રૂા ૫,૬૨૨) મકાન ઉપરની તખ્તી રૂા ૫૦,૦૦૦) ની લગાડવા બાદ મળ્યા હતા |

| | ૧ | ૨ |
|---|---|---|
| (૧૮) | ૩૦—૪-૧૮૯૯ | મરહુમની પુંજીમાથી એઓના વારસોએ. |
| (૧૯) | ૩૦—૪-૧૮૯૯ | સેઠ કાવસજી બેજનજી પારખે, મરહુમની પુંજીમાથી |
| (૨૦) | ૧—૪-૧૯૦૦ | મરહુમની પુંજીમાથી તથા છોકરાઓએ |
| (૨૧) | ૨૧—૩-૧૯૦૧ | સેઠ દીનશાહજી હીરજીભાઇ માનેગામવાલાએ, મરહુમની પુંજીમાથી |
| (૨૨) | ૨૫—૨-૧૯૦૩ | સેઠ ફીરોજશાહ માણેકજી કાકાએ, મરહુમના પુંજીમાથી |
| (૨૩) | ૨૫—૨-૧૯૦૩ | સેઠ ફરદુનજી ફરામજી કરાકાએ, મરહુમની પુંજીમાથી |
| (૨૪) | ૨૫—૨-૧૯૦૩ | 'રાસત ગોફ્તાર'ની મારફતે જાહેર ઉઘરાણું કરી ભરાવેલા, તથા જેનરલ ફન્ડમાથી આપેલા |
| (૨૫) | ૨૨-૧૨-૧૯૦૫ | બાઇ સુનાબાઇ ધનજીશાહ માણેકજી લાલકાકા તથા બેશીઓએ |
| (૨૬) | ૨૪—૩-૧૯૦૬ | બાઇ જરબાઇની પોતાની પુંજીમાથી, તથા બેટા સેઠ હોરમસજી જેહાગીરજી તાલેયારખાને ઉમેરેલા |
| (૨૭) | ૧—૩-૧૯૧૫ | મરહુમ સેઠ જમશેદજી કાવસજી પટેલના વશીયતનામામા ફરમાવ્યા મુજબ તેઓના એકઝીકયૂટરોએ. |
| | ,, | બાઇ રતનબાઇ ખરશેદજી નશરવાનજી વાહાડીઆએ |

| ૩ | ૪ | ૫ |
|---|---|---|
| | રૂ | રૂ |
| સેઠ જેહાગીરજી રૂસતમજી મોદીની | ૧૨,૦૦૦ | ૧૦,૯૭૦ |
| બાઇ ગુલબાઇ કાવસજી બેજનજી પારખ, તે સેઠ જીવાજી જશુભાઇના બેટીની . ... | ૧૮,૦૦૦ | ૧૭,૭૮૩ |
| બાઇ જાઇજી સોરાબજી ફરામજી પટેલની ... . | ૯,૪૦૭ | ૯,૨૬૦ |
| બાઇ આવાબાઇ દીનશાહજી હીરજી-ભાઇ માલેગામવાલાની | ૧૬,૦૦૦ | ૧૬,૨૧૦ |
| બાઇ દોસીબાઇ ફીરોજશાહ માણેકજી કાકા, તે મરહુમ સેઠ સોરાબજી ફરામજી પટેલના બેટીની | ૧૨,૦૦૦ | ૧૨,૦૦૮ |
| સેઠ શાવકશાહ ફરદુનજી ફરામજી કરાકાની .. ... ... | ૫,૬૪૫ | ૫,૭૩૩ |
| ખાનબાહાદુર મનચેરજી કાવસજી મર્ઝબાન, સી આઇ ઇ ની | ૧૫,૯૮૮ | ૧૫,૯૮૮ |
| સેઠ ધનજીશાહ માણેકજી લાલકાકા, તથા બેટા અરદેશર, અને બેટી બચુબાઇની | ૮,૦૦૦ | ૮,૩૩૪ |
| બાઇ જરબાઇ જેહાગીરજી મનચેરશાહ તાલેયારખાન, તે સેઠ ફરદુનજી દોસાભાઇ પારખના બેટીની ... | ૫,૧૦૦ | ૬,૦૬૪ |
| સેઠ કાવસજી એદલજી પટેલ તથા ધણીઆણી બાઇ દીનબાઇની બાઇ સુનાબાઇ સોરાબજી કાવસજી પાઉવાલા તથા સેઠ ફીરોઝ ખરશેદજી વાહાડીઆની | ૧૬,૦૦૦ સેઠ પટેલના રૂપ્યા ૧૦,૦૦૦) છે તથા બાઇ વાહાડીઆના હાલ રૂપ્યા ૬,૦૦૦) છે, | |

| ૩ | ૪. | ૫ |
|---|---|---|
| | ર | રૂ |
| મરહુમ શેઠ અરદેસર દાદી, તે "દાદી શેઠ પરગભ" ના અસલ સ્થાપકની (એ પરગભની ઉપજમાંથી બાંધેલુ) | ૧૮,૧૧૫ (આ રકમ વ્યાજે વધી આસર રૂપ્યા ૨૨,૦૦૦) ની થવા ગઈ છે) | |
| શેઠ હોરમસજી બહમનજી સાગબજી શેઠનાની . | ૪૦,૦૦૦ (આ મકાનનુ બાધકામ હાલ ચાલે છે, અને તે પાછલ આસર રૂપ્યા ૪૦,૦૦૦) ના ખર્ચ થશે અને તે બાંધવાની ઇજનેરી દેખરેખ એજ સાહેબ તર્ફથી રખાય છે) | |

**જમીન ઉપર નીચલાં મકાંનો બંધાયાં છે )**

| | | |
|---|---|---|
| શેઠ હોરમસજી માણેકજી દાદાચાનજી તથા શેઠ રૂસતમજી તથા શાપુરજી બાટલાની . | ૩૮,૦૦૦ રૂપ્યા ૪,૩૫૭ વ્યાજના મળેલા છ | ૪૫,૮૧૯ |
| શેઠ નશરવાનજી ધનજીભાઇ હીરજીભાઇ કુપરની .. | ૨૭,૦૦૦ | ૩૦,૩૮૧ |
| શેઠ નશરવાનજી જેહાગીરજી વાડીઆની .. | ૪૦,૦૦૦ | ૪૧,૫૧૫ |
| શેઠ મેહેરવાનજી હોરમસજી મોદીની | ૨૨,૦૦૦ | ૨૧,૧૯૬ |
| બાઇ પીરોજબાઇ માણેકજી ભરૂચા તથા શેઠ માણેકજી રતનજી ભરૂચા તે શેઠ બરજોરજી માણેકજી તાલુકદારના માતાજીની તથા બાવાજીની તથા પોતાના બેહશતનશીન ભાઇઓ તથા બહેનોની | ૨૫,૦૦૦ | ૨૬,૨૬૮ |